# ज्योतिषनां पुस्तको मुळसहित गुजरातीमां.

| નામ. | કીંમત. | પોસ્ટ. |
|---|---|---|
| १ ज्योतिर्मयुख सारोद्धार મુળ સહિત ગુ.ભાષાંતર | १-८ | ०-१॥ |
| २ ज्योतिषसार ज्योतिषरत्न મુળસહિત ગુ. ભાષાંતર | १-८ | ०-१॥ |
| ३ ज्योतिष सार बाळबोध મુળસહિત ગુ. ભાષાંતર. | ०-५ | ०-०॥ |
| ४ ज्योतिर्विद् भूषण મૂળસહિત ગુ. ભાષાંતર... | ०-१२ | ०-१॥ |
| ५ भविष्यद्दर्पण મુળસહિત ગુજરાતી ભાષાંતર... | ०-१२ | ०-१॥ |
| ६ मुहूर्त दीपक મુળસહિત ગુજરાતી ભાષાંતર. | ०-४ | ०-०॥ |
| ७ जातकालंकार મુળસહિત ગુજરાતી ભાષાંતર. | ०-३ | ०-०॥ |
| ८ चमत्कार चिंतामणि મુળસહિત ગુ. ભાષાંતર. | ०-३ | ०-०॥ |
| ९ प्रश्नोत्तर મુળસહિત ગુજરાતી ભાષાંતર... ... | ०-२ | ०-०॥ |
| १० जन्मपत्रिका निबंध मुळ (જન્મપત્રિકા કરવા વિષે) | १-० | ०-१॥ |
| ११ वर्षपत्रिका निबंध मुळ (વર્ષ ફળ કરવા વિષે ) | ०-८ | ०-१ |
| १२ स्वप्नाध्याय મુળસહિત ગુજરાતી ભાષાંતર.... | ०-१॥ | ०-०॥ |
| १३ જાતક જ્યોતિષ ફળ દર્પણ ગુજરાતી ભાષાંતર. | २ ० | ०-३ |
| १४ તાજક જ્યોતિષ ફળ દર્પણ ગુજરાતી ભાષાંતર. | १-८ | ०-२ |
| १५ ત્રિભુવન કીર્તિ (રેવાશંકર કૃત પદ્યબંધ ... | ०-८ | ०-१ |
| १६ સોવર્ષનું પંચાગ (સં. ૧૯૧૨ થી સં. ૨૦૧૨ સુ.) | २-८ | ०-२ |
| १७ ઓગણત્રીસ વ. પં.(સં. ૧૯૪૭ થી સં. ૧૯૭૫ સુ. | ०-२ | ०-॥ |
| १८ પંચાગ ૧૦ વ. સં. ૧૯૫૧ થી ૧૯૬૦ સુ. ब्रह्मपक्षीय. | १-० | ०-३ |
| १९ પંચાગ ૫ વ. સ. ૧૯૨૧ થી ૨૫ સુ. सौरपक्षीय | ०.१० | ०-३ |
| २० सामुद्रिकग्रंथ હસ્તરેખા અને શુકનાવળી ગુ. | ०-२ | ०-०॥ |
| २१ शुकनावली संग्रह [જનાવરોના શબ્દોની] | ०-२ | ०-०॥ |
| २२ शुकनावली संग्रह (सचित्र)... ... ... ... | ०-८ | ०-०॥ |
| २३ रमल सुकनावळी... ... ... ... ... ... | ०-२ | ०-०॥ |
| २४ रमल भास्कर हिन्दीभाषा ... ... ... ... | ०-५ | ०-१ |
| २५ करलेखा सकुनावली (छंदबद्ध सुगम सामुद्रिक) | ०-६ | ०-१ |
| २६ मेघमाला मराठी भाषा... ... ... ... ... | ०-५ | ०-१ |
| २७ ભડલીવાક્ય ( વર્ષાદ જોવાનું ) ગુજરાતી ... | ०-१ | ०-०॥ |
| २८ मेघमाला भाषाटीका... ... ... ... ... ... | ०-१४ | ०-२ |

# ज्योतिष ग्रंथो संस्कृत टीकामां.

| | | | |
|---|---|---|---|
| १ | बृहज्जातक सटीक....... ... ... ... ... | १–१२ | ०–४ |
| २ | मुहूर्तचिंतामणि पीयुष धाराटीका....... ... | ३–० | ०–६ |
| ३ | मुहूर्तचिंतामणि प्रमीताक्षराटीका........ ... | १–८ | ०–४ |
| ४ | मुहूर्त मार्तंड सटीक.. ... ... ... ... | ०–१२ | ०–२ |
| ५ | मुहूर्तगणपतिमूल.. ... ... ... ... ... | ०–१२ | ०–३ |
| ६ | महलाघव सटीक.. ... ... ... ... ... | ०–१२ | ०–२ |
| ७ | जातकाभरण.... ... ... ... ... ... | ०–१४ | ०–३ |
| ८ | जातकालंकार सटीक. ... ... ... ... | ०–६ | ०–१ |
| ९ | लघुजातक सटीक..... ... ... ... ... | ०–६ | ०–०॥ |
| १० | यवन जातक..... ... ... ... ... ... | ०–२ | ०–०॥ |
| ११ | स्त्रीजातक मुल... ... ... ... ... ... | ०–२ | ०–०॥ |
| १२ | बालबोध ज्योतिष मुल..... ... ... ... | ०–३ | ०–०॥ |
| १३ | ताजिक निलकंठी सटीक (तंत्रत्रयात्मक)... | १–४ | ०–४ |
| १४ | लघु पाराशरि सटीक. ... ... ... ... | ०–४ | ०–०॥ |
| १५ | मान सागरि पद्धति मुल... ... ... ... | १–० | ०–२ |
| १६ | भुवन दीपक सटीक.. ... ... ... ... | ०–५ | ०–०॥ |
| १७ | ब्रह्मपक्षे महादेवी उदाहरण सारनी.... ... | १–४ | ०–२ |
| १८ | मकरन्द सारिणी उदाहरण सह.. ... ... | ०–८ | ०–१ |
| १९ | संकेतनिधि सटीक.... ... ... ... ... | १–० | ०–३ |
| २० | बृहत मुहूर्त सिंधु सटीक.... ... ... ... | २–० | ०–४ |
| २१ | सर्वार्थ चिंतामणि मुल. ... ... ... ... | १–० | ०–२ |
| २२ | जातकचंद्रिका सटीक.. ... ... ... ... | ०–७ | ०–०॥ |
| २३ | महगोचर मुल... ... ... ... ... ... | ०–२ | ०–०॥ |
| २४ | मुहूर्त दीपक सटीक.. ... ... ... ... | ५–० | ०–०॥ |
| २५ | मुहूर्तदीपीका सह मुहूर्त तत्व सटीक. ... | ०–१२ | ०–१ |
| २६ | लग्नचंद्रिका मुल. ... ... ... ... ... | ०–६ | ०–१ |

# चमत्कार चिंतामणि.

द्वादश भावाध्याय फल विचार.

મૂળ સહિત ગુજરાતી ભાષાંતર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

महादेव रामचंद्र जागुष्टे बुकसेलर.

पुस्तकालय—अमदावाद.

આવૃત્તિ બીજી—પ્રત ૨૦૦૦

અમદાવાદ.

"વિજય પ્રવર્તક" પ્રેસ.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯.

# પ્રસ્તાવના.

---

ચમત્કાર ચિંતામણિ નામનું પુસ્તક જ્યોતિશ બાબતનું છે. જેમાં આ સંસારરૂપી સમુદ્રમાં, મનુષ્યને માથે પડતી આફ્તો તથા અનેક પ્રકારનું થતું સુખ ગ્રહો ઉપરથી સુચવવામાં આવ્યું છે. ગ્રહો એટલે રવી, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ, કેતુ એ પ્રમાણે નવ ગ્રહને આ પુસ્તકમાં મુખ્ય ગણેલા છે તો એ શું પદાર્થ છે, તે ગ્રહોની ગતી કેવી છે, એ બાબત પુર્ણ માહિતી એ સાંપ્રત કાળમાં નવીન શોધથી લખાયલ ખગોળ વિદ્યા ઉપરથી જાણવામાં આવ્યું હશે; તોપણ આપણા ભરતખંડમાં સંસ્કૃત ભાષામાં મગ્ન રહેલા વિદ્વાનજનો પૂર્વે ખગોળ સબંધી શું સમજ્યા છે અને તે ગ્રહોને તેમણે કેવી રીતે માનેલાછે, તથા એ ગ્રહો બાબત કેટલો બધો વિસ્તાર કર્યો છે. આ બાબત જો કે, આપણે જરાપણ ન જોઇએ કે ન સાંભળીએ તો આપણું અંતઃકરણ જે સજ્જનોના સારા બોધથી પ્રફુલ્લિત રહેલું છે, કિંવા મળ વિનાનું થયેલું છે. કિંવા સારા પાયા ઉપર વિચાર લાવવાને જીજ્ઞાસા રહીછે, તે સરવે બાબતના મુકાબલામાં ખરા ખોટાના સાર તથા પોતાની પ્રકૃતીનું સમાધાનથી ઉત્પન્ન થતું સુખ, આ બેને એ મનુષ્ય પ્રાપ્ત થાયછે. તેથી કરીને બુદ્ધિમાન પુરૂષોનું હૃદય ખુશી થાય છે.

હવે મૂળ હેતુ આ પુસ્તક છાપવાનો એજ છે કે, સંસ્કૃત શ્લોકબંધી ચમત્કાર ચિંતામણિ વાંચીને કેટલાક ભાઇઓને પુરી સમજણ પડતી નથી, તથા જોશીનો ધંધો કરનાર ગામડા ગામમાં ટુંકા જન્માક્ષરનાં ટીપણાં તથા જન્મોતરીનાં ભુંગળાં

કરી આપેછે. તેમને પણ બરાબર શ્લોકનો પદચ્છેદ કરીને અર્થ કરવાને મેહેનત પડેછે. એટલુંજ નહીંપણ, કુંડળીમાં જે જે જગાએ જે ગ્રહો જે રાશીના જે સ્થાનમાં પડયા હોયછે તેને ગ્રહોના તથા તે તે રાશીના જુદાજુદા શ્લોક રાખી મુકયા હોય છે તે જન્મોતરીના ટીપણામાં લખેછે, પછી વાણીયા, બ્રાહ્મણ, શ્રાવક, કણબી કે જેઓ પોતાના વેપાર વિગરે ઉદ્યમમાં પડેલા છતાં જન્મોતરી કરાવી પોતે રાખી મુકે છે. પણ માંહે શું લખ્યું છે તે કાંઇ સમજી શકતા નથી. તેઓએ કરાવેલું ઓળીયું નિર્થક થઇ પડેછે, તેવા સદગ્રહસ્થોને માટે આ ચમત્કાર ચિંતામણિ નામની ચોપડી ગુજરાતી ભાષામાં રચાયતો સારૂં, આ પ્રમાણે ભલામણ મારા મિત્રોના તથા કડીમાં રેહેનાર કેટલાક આવા પુસ્તક ઉપર લોભ રાખનારાઓના આગ્રહથી ગુજરાતીમાં તેની ટીકા લખવાને વખત લીધો.

આ નાહાનું સરખું પુસ્તક બનાવ્યાથી કેટલાક ગ્રહસ્થોને ઠીક લાગ્યું. તેથી આ ચોપડી મારી મતી પ્રમાણે એકસોને આઠ શ્લોકની પ્રાકૃત ટીકા કરીછે. તે વાંચી વિદ્વાન જનો કાવ્યનો દોષ દૂર કરી ગ્રંથને માન્ય કરશો એવી ઉમેદ છે.

(સહી) ગ્રંથ કર્તા.

હરપદરાય સુંદરલાલ મુનશી.

## જન્મ કુંડલીના ચક્રસ્થાનનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૨ ધન ભુવન. | ૧૨ વ્યય. | | ૧૧ આયુ. |
| ૩ ભ્રાતૃ. | ૧ તનભુવન. | ૧૦ કર્મ. | ૯ ધર્મ. |
| | ૪ બન્ધુ. | ૭ કલત્ર. | |
| ૫ પુત્ર. | ૬ શત્રુ. | | ૮ મૃત્યુ. |

### જન્મ કુંડલીનાં બારસ્થાનોના ઘરની સંજ્ઞાનાં નામ.

લાભ, મૂર્તિ, તન, અંગ, વપુ, ઉદય, કલ્પવન, આદ્ય એ નામથી પેહેલા ભુવનનાં નામ સમજવાં.

---

કોશ અર્થ, સ્વકુટુંબ, અર્થ—એ બીજા સ્થાનનાં નામ છે.

---

સહજ, ભ્રાત, દુશ્ચિકા, પરાક્રમ, એ ત્રીજા ભુવનનાં નામ છે.

---

હિબુક, તુર્ય, પાતાળગૃહ, આયાવાહન, સુહૃદ, વસુ, જલ. નીર એ સંજ્ઞા[illegible] ચોથા ભુવનનાં નામ જાણવાં.

આત્મજ, વિદ્યા, બુદ્ધિ, સુત, વાણી, એ પાંચમા ભુવન-નાં નામ.

---

અરી, રિપુ, વેરી દ્વેશ—એ છઠા ઘરનાં નામ.

---

મદન, સ્ત્રી, મિત્ર, કામની—એ સાતમા ઘરનાં નામ.

---

આયુ, રંધ્ર, લય, નિધન, પદ, યામ્ય, છીદ્ર, મૃત, એ આઠમા ઘરનાં નામ.

---

ધર્મ, નવમ, ત્રિકોણ, ભાગ્ય, ગુરૂ, શુભ, તપ, એ નવમા ઘરનાં નામ.

---

તાત, આજ્ઞા, આસ્પદ, કર્મ, ગગન, નભ, એ દશમા ઘરનાં નામ.

---

આપુ, પીછલો ભવ, રૂદ્ર, શિવ, આગળશાસ્ત્ર એ અગીયારમા ઘરનાં નામ.

---

દ્વાદશ, રિસ્ફ, એ બારમા ઘરનાં નામ.

---

પેહેલો, ચોથો, સાતમો, દશમો, આ, કેંદ્ર સ્થાનોનાં નામ.

## ઊંચ નીચ સ્થાનનું ચક્ર.

| सू. | चं. | मं. | बु. | गु. | शु. | श. | रा. | ग्रह. |
|---|---|---|---|---|---|---|---|---|
| १ | २ | १० | ६ | ४ | १२ | ७ | ३ | उंच. |
| ७ | ८ | ४ | १२ | १० | ६ | १ | ८ | नीच. |

# ॥ चमत्कार चिंतामणी ॥

श्रीगणपतिर्जयति ॥ गणेशंशिवंभास्करंरामचंद्रंभवानीप्रणम्याथटीकांसुरम्यां ॥ चमत्कारचिंतामणेर्दैववेदीमबोधायधर्मेश्वरःसंब्रवीति ॥ १ ॥ अथलग्नकुंडलीकायांजातकोक्तभावफलाफलज्ञानायचमत्कार चिंतामणिविचक्षुर्नारायणचार्यः प्रारीप्सितंनिर्विघ्नंपरिसमाप्त्यर्थंश्रीकृष्णप्रणामरूपंमंगलमाचरन् शिष्यशिक्षापनिबध्नातिइत्यर्थः ॥ लसत्पीतपट्टांबरंकृष्णचंद्रंमुदाराधयालिंगितंविद्युतेव ॥ घनंसंप्रणम्यात्रनारायणाख्यंचमत्कारचिंतामणिंसंप्रवक्ष्ये ॥ २ ॥ अत्रास्मिन्ग्रंथमध्यप्रारंभसमयेनारायणमाचार्योहंलसज्ज्योभत्पीतवर्णपट्टांबरंयस्यतंविद्युत्वात् घनंमेघमिवराधयालिंगितंकृष्णचंद्रमिवाल्हादक श्रीकृष्णंप्रणम्यकायवाङ्मनोभिर्नत्वाचमत्कार चिंतामणिनामानंग्रंथंसंप्रवक्ष्येसम्यक्प्रकारेणरचयामीत्यर्थः ॥ ३ ॥पुनर्मंगलाचिन्हभजनपूर्वकंपूर्वोक्तंमुकुंदंप्रकटयति क्वणत्किंकिणीजालझंकारशब्दाढ्यमत्पीतवासोवसानंनवीनम् । यशोदांगणेयोगिनांमध्यगम्यं भजेहं मुकुंदंघनश्यामवर्णम् ॥ ४ ॥ क्वणतः शब्दायमानक्षुद्रकिंकिणीजालस्यक्षुद्रघंटिकासमूहस्यकोलाहलेनझणत्कारेणाढ्यंयुक्तंअत्यंतं गानमंबालसत्पीतवासोवसानंशोभमानपीतांबरधारयंतंयोगिनांमध्यगम्यम् आत्मप्रकाशमपियशोदांगणनवीनंस्फुरितम् घनवत्श्यामवर्णंकृष्णरूपंमुकुंदं अहंभजेयोगिभिरगम्यंयशोदांगणपर्यटंतं श्रीकृष्णमनसास्मरामीतिस्वमद्यप्राप्यालिंगनं

रिकः ॥ ५ ॥ अथप्रयोजन ग्रंथंविशिनष्टितुर्लक्षज्योतिमेहांबोधिपु-
बैःप्रमथ्यैवविद्वज्जनानंदहेतोः ॥ परंयुक्तिरम्यंसुसंक्षिप्तशब्दंभुजंग-
प्रयातैःप्रबंधंकरोमि ॥ ६ ॥ महान्बोधोज्ञानं यस्मात्त चतुर्लक्ष्य
मितं ज्योतिषं ज्योतिः शास्त्रमुख्यैरेवप्रमथ्यैवसम्यग्विचार्यविद्वज्ज-
नानांदैवज्ञानामानंदहेतोः सुखार्थपरंश्रेष्ठंयुक्तिभिःपदलालित्यैरम्यं
सुंदरंसंक्षिप्तशब्दमबहुविस्तरंभुजंगप्रयातैर्भुजंगप्रयातंभवेद्यैश्चतुर्भिरि
तिलक्षणकंभुजंगप्रयाताख्यछंदोभिः प्रबंधंचमत्काराचिंतामणिरूपं-
करोमिलहुजीहापठेसोविलहुइतिपिंगलोक्तत्वाद्यपादेछंदोभंगःशंक-
नीयः चतुर्लक्ष्यकंज्योतिषंभुरिभेदमित्येवंवाप्रथमपादःपठनीयः ॥

## ॥ अथ ग्रहभाव फलम् ॥

कथयामीतिप्रतिजानीतेनचेत्खेचराः स्थापितेकिंभचक्रेनचेत्स्पष्टगाः
स्थापितैः किंग्रहैः ॥ अभावोदितास्पष्टिताकाचहेतुः फलैरेवपूर्व-
बुधैर्ज्ञानितस्मात् ॥ १ ॥ नेतिभचचक्रस्थाः खेचराःग्रहनचेत्स्थापि-
तेभचक्रेराशिमंडलेकिंकिंचित्फलमित्यर्थः तथाग्रहाअपिस्पष्टगाद्द
गणितसाधितानचेत्स्थापितैर्ग्रहैः किंअभावोदिताभावस्पष्टीकृतंवि
नासर्वंभिताग्रहस्पष्टतापिकाचनकिंचित्करेत्यर्थःतस्मादादौस्पष्टाः ख-
चरास्तन्वादिभावाश्चभाव्याइतिभावः ॥ अथग्रहभावस्पष्टीकरण-
हेतुः प्रयोजनमुच्यतेइतिशेषः ॥ यतःफलैरेवजंतोः सर्वज्ञायतेतस्मा-
त्तानिग्रहभावफलानिग्रंथेकथयामि ॥

## ॥ सूर्य १ लो. ॥

तनुस्थोरविस्तुंगदेहंविधत्तेमनःसंतपेद्दारदायादिवर्गात् ॥
वपुःपीड्यतेवातपित्तेननित्यंसपर्यटनन्हासवृद्धिंश्चयाति ॥ १ ॥

અર્થ—જો લગ્નસ્થાનમાં દિવાકર એટલે સુર્ય પડે તો સ્ત્રીથી સંતાપ કરે, વાત પિત્તનો વીકાર કરે તે ચિત્ત ભ્રમ થશે, પર-દેશમાં ફરશે, તે શરીરે, ઉંચો હોય એટલે તેના શરીરનો બાંધો ઉંચો થશે, તેની પાસે દ્રવ્યની વૃદ્ધિ થશે, પોતાના ભાઇઓથી તે સંતાપને પામશે, ચિંતાથી આતુર રહેશે.

## ॥ सूर्य २ जो ॥

धनेयस्यभानुःसभाग्याधिकेस्याच्चतुष्पात्सुखंसद्व्ययेस्त्वंचयाति ॥
कुटुंबेकलिर्जायया जायतेपिक्रियानिःफलायातिरामस्यहेतोः ॥२॥

અર્થ—અર્થસ્થાન એટલે બીજું ભુવન, ધનસ્થાન, કેહેછે. તે ધનસ્થાનમાં, રવી કેહેતાં સુર્યપડ્યો હોય તો તે ભાગ્યશાળી થશે, તેને ચતુષ્પદાદિ, દ્રવ્યથી એટલે ઘોડા, ગાય, ભેંસ ઇત્યાદિથી સુખ થશે તે સારૂં ખર્ચ કરશે પોતાના કુટબના માણસોથી તેને ક્લેશ થાય, પોતાની સ્ત્રીથી તેના મનને સંતાપ ઉત્પન્ન થાય, તે બધાં કામ સાહસ ગુણવડે ઉતાવળથી કરવાથી તેની સ્થિતિ વ્યર્થપણુ થશે.

## ॥ सूर्य ३ जो. ॥

॥ तृतीयेपदार्थमणिर्जन्मकालेप्रतापाधिकंविक्रमंचातनोति ॥
तदासोदरैस्तप्यतेतीर्थचारीसदारिक्षयःसंगरेशांनरेशात् ॥ ३ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં એટલે પરાક્રમ સ્થાનમાં જો સુર્ય પડ્યો હોય તો કીર્તિ ઘણી સારી કરે. યાત્રા કરશે. તે પરાક્રમ સારૂં કરશે, તેને જોઇને શત્રુ ઠરી શકે નહીં, વળી તે પોતાનાં સગા ભાઇયોથી સંતાપશે; અને યુદ્ધમાં તે રાજા પાસેથી લક્ષ્મી મેળવશે.

## ॥ सूर्य ४ थो. ॥

तुरीयेदिनेसेतिशोभाधिकारीजनःसंकभेद्धिप्रदंचंधुतोपि ॥

प्रवासीविपक्षाद्धवमानभंगंकदाचिन्नशांतिर्भवेत्तस्यचेतः ॥ ४ ॥

અર્થ—ચોથા સ્થાનમાં જો સુર્ય પડયો હોય તો, તે પ્રવાસ કરનારો થાય, તે શ્રેષ્ટ પત્નીને પામશે. તે પોતાના ભાઈથી સંતાપ પામશે. તે શત્રુથી યુદ્ધ કરતાં તથા વિવાદ કરતાં હાર પામશે. તેની કદાપિ શાંતવૃત થવાની નથી. કાંકે અંતઃકરણમાં ચિંતા બહુ રહેશે.

## ॥ सूर्य ५ मो. ॥

सुतस्थानगेपूर्वजापत्यतापंकुशाग्रामतिर्भास्करेमंत्रविद्या ॥
रतिर्वंचनेसंचकोपिप्रमादीमृतिःक्रोडरोगादिजाभावनीया ॥ ५ ॥

અર્થ—પાંચમા સ્થાનમાં ભાસ્કર એટલે સુર્ય જેને પડયો હોય તો તે દ્રવ્ય સંચય કરશે. તેના અંતઃકરણમાં સંતતિને માટે સંતાપ રહેશે. તેની બુદ્ધિ તીવ્ર થશે, તે લખવામાં મુત્સદી અને કુશળ હશે. તે ક્રોધથી જવા જરા નહી. છેવટે તેને ઉન્મત રોગ થઈને તેનું મૃત્યુ થશે. ૫

## ॥ सूर्य ६ ठा. ॥

रिपुध्वंसकृद्भास्करोयस्यषष्ठेतनोतिव्ययंराजतोमित्रतोवा ॥
कुलेमातुरापश्चतुष्पादतोवाप्रयाणोनिपादैर्विषादंकरोति ॥ ६ ॥

અર્થ—છઠા સ્થાનમાં દીનમણી એટલે સુર્ય જેને પડયો હોય તો તેને શત્રુ રહે નહીં. તે પોતાના મિત્રને સારૂ કિંવા રાજાની સોબતથી પોતાના પૈસાનું ખર્ચ કરી નાંખશે. પોતાના મોશાળ પક્ષ (માંમા) વિગરેને તથા તેના ઢોર ઢાંખરને પીડા કરે. (અથવા પીડા કરે) તેને પ્રવાસ કરતાં ભીલ કોળી વિગરે લોકોથી દુખી થશે. ૬

## સૂર્ય ૭ મો.

द्युनाथोयदाद्युनजातोनरस्यप्रियातःस्त्रीपिंडपीडाचचिंत्या ॥
मनेतुच्छलब्धिःक्रयविक्रयेपिप्रातिस्पर्धानेतिनिद्रांकदाचित् ॥ ७

અર્થ—જેને સાતમા સ્થાનમાં સૂર્ય હોય તેની સ્ત્રીને પીડા થશે; અર્થાત્ વ્યાધીગ્રસ્થ રેહેશે, અને શરીર તત્પર રેહેશે દુઃખી થશે, તેથી કરીને તે મનુષ્ય ચિંતાતુર રેહેશે, અનેક યત્ન કરીને વ્યાપાર માર્ગથી દ્રવ્ય લાવશે તેને હર્ષ અને અદેખાઇના સ્વભાવને લીધે નિંદ્રા પણ આવશે નહીં. ૭

## ॥ સૂર્ય ૮ મો. ॥

क्रियाल्पंदत्वष्टमेकष्टभाजंविदेशीयदारानयजेद्वाप्यवस्तु ॥
वसुक्षीणतादस्युतोवाविलंबाद्विपद्गुह्यजाभानुरुग्रांविधत्ते ॥ ८ ॥

અર્થ—રંધ્રસ્થાન એટલે આઠમા સ્થાનમાં સુર્ય પડયો હોય તો તેને મુળદ્વારે એટલે ગુહ્યદ્વારે વ્યાધી થશે. તેને ચોર લોકોના ઉપદ્રવે કરીને તેની લક્ષ્મીની હાની થશે. તે પુરૂષ કોઇ પરદેશથી આવેલી સ્ત્રીથી પ્રીતિ કરશે. તે માણુસ અસેવ્ય વસ્તુનું સેવન કરશે; ને કષ્ટ સાહન કરશે. ૮

## ॥ સૂર્ય ૯ મો. ॥

दिवानायकेदुष्टताकोणयातेनचाप्नोतिचिंताविरामोऽस्यचेतः ॥
तपश्चर्ययाऽनिच्छयापिप्रयातिक्रियातुंगतांतप्यतेसोदरेण ॥ ९ ॥

અર્થ—ભાગ્યસ્થાન એટલે નવમા સ્થાનમાં સુર્ય પડયો હોય તો તેને નિરંતર ચિંતા રહે. તે પોતાના ભાઇ તથા નિકટ સંબંધના સગાસહોદરોથી સંતાપ પામશે. તેનો સ્વભાવ દુષ્ટ તથા લોભી થશે. તેથી કરી ચિંતાને પ્રાપ્ત થશે. તે સત્કર્માચરણથી તથા તપ થકી કીર્તિ લાભ મેળવશે. ૯

## ॥ सूर्य १० मो. ॥

मपातोंशुभानूयस्यमेपूरणेऽस्वक्षनःसिद्धदाराजतुल्योनरस्य ॥
जनन्यास्तथायातनामातनोतिक्रमःसंक्रमेद्वल्लभैर्विमयोगः ॥१०॥

અર્થ—કર્મસ્થાન એટલે દશમા સ્થાનમાં જેને સૂર્ય પડયો હોય તેની માતુશ્રીને પીડા રહે. તેને ઉદ્યોગનું ફળ કોઈ નૃપતિ જેવું મળે. તે દેખાદેખી કામ કરશે (ગતાનું ગત કર્મ,) અને પોતાના મિત્રોથી ઇર્ષ્યા કરશે. તે રાજ્યસ્થાનમાં નિરંતર સુખી રહેશે. ૧૦

## ॥ सूर्य ११ मो. ॥

खौसंलभेत्स्वंचलाभोपयातेन्नृपद्वारतोराजुमुद्राधिकारात् ॥
प्रतापानलेशत्रवःसंपतंतिश्रियोनेकधादुःखमंगोद्भवानाम ॥ ११ ॥

અર્થ—રૂદ્ર નામ અગીયારમા સ્થાનમાં સૂર્ય હોય તો તે સારાં કૃત્ય કરશે. તે રાજદ્વારમાં રહી દ્રવ્ય મેળવતાં પોતાના શત્રુનો પરાજય કરશે. તેના પૂર્ણ પ્રતાપીક ગુણવડે કરીને તથા પોતાના બાહુબળે કરીને તેના શત્રુ અંતઃકરણમાં બળ્યા કરશે. તે કોટી પ્રકારથી દ્રવ્ય મેળવશે. તેની અનેક પ્રકારની વ્યાધી દુર થશે. ૧૧

## ॥ सूर्य १२ मो. ॥

रविर्द्वादशेनेत्रदोषंकरोतिविपक्षाहवेजायतेऽसौजयश्रीः ॥
स्थितिर्लब्धयालीयतेदेहदुःखंपितृव्यापदोहानिरध्वमदेशे ॥ १२ ॥

અર્થ—રિસ્ફ એટલે બારમા સ્થાનમાં સુર્ય પડયો હોય તો તેને નેત્રસ્થાનમાં વિકાર થાય; તેને વ્યાકમાં હાનિ થાય, તેના શરીરમાં પિત્તરોગની વૃદ્ધિ થાય, તે પોતાના ભોળપણાથી કુ-ડામાં પડી સ્થિતિ બગાડશે. યુદ્ધ કરતાં કે વિવાદ કરતાં તે હારે

પામશે. પોતાના કર્મથી તેને કલેશ થાય, અને તેથી તેને નિં-
દા થશે. ૧૨

## ॥ चंद्र १ लो ॥

मिथुनो २ कुलीर ४ ज १ गः सन्पुरुषोधनाढ्यसलावण्यमानं
रपूर्णं ॥ विधत्तेभ्यसणिदेहदारिद्रंजडंथांत्रहीनंनरंसेपलग्ने ॥ १ ॥

અર્થ—લગ્નસ્થાનમાં ઇંદુ (ચંદ્રમા) હોય તો, તે ધનાઢ્ય થાય, કાંતિવાન થાય, અને તે આનંદી થશે. જો કે તે ચંદ્રમાં મેશ, કર્ક, અગર વૃષભનો હોયતો તે પુરૂષ પૂર્ણ ભાગ્યશાળી હોય તેમ ન છતાં જે ચંદ્રમા બીજી રાશીનો થઇ લગ્નસ્થાનમાં હોય તો તે પુરૂશ દરીદ્રિ થશે તથા બેહેરો મૂર્ખ થશે. તે કલંકને પામશે અને નક્કી સંતાપમાં વ્યાપ્ત થશે. ૧

## ॥ चंद्र २ जो ॥

हिमांशौवसुस्थानगेधान्यलाभः शरीरेतिसौख्यंविलासोगनानाम् ॥
कुटुंबेरतिर्जायतेवस्यतुच्चावसंदर्शनेयातिदेवांगनापि ॥ २ ॥

અર્થ—બીજા સ્થાનમાં જો ચંદ્રમા હોય તો, તે દ્રવ્યની વૃદ્ધિ કરે. તે પુરૂષ મનોહર કાંતિવાન સ્ત્રીઓથી ભોગવિલાસ કરશે, અને તેના ઉપર કુટુંબના માણસો તથા સ્ત્રી પ્રીતિ કરશે તેને દેખવા કોઇને સ્ત્રીઓ મોહિત થશે. તે પુરૂષ પૈસેથી અને શરીરથી સુખી રહેશે, સારા માણસોની સોબતથી આનંદમાં રહેશે. ૨

## ॥ चंद्र ३ जो ॥

विधौविक्रमेविक्रमेणैतिविचंलपत्नीमवंद्धाभिनीरंभिकापि ॥
किमाचिलयेस्साहजंतस्यधर्मप्रतापोज्वलोर्व[illegible]का ॥ ३ ॥

અર્થ—જેને ત્રીજા સ્થાનમાં ચંદ્રમા હોય તો તે પુરૂષ સ્ત્રી-

શત્રુ કદાપિ દ્વેષ રાખે; તોપણ શત્રુનું કાંઈ જોર ચાલવાનું નથી. મોઢેથી મિષ્ટ મિષ્ટ ભાષણ કરશે, તે પુરૂષ, પોતાના પરાક્રમવડે કરી રાજા જેવો દેખાશે, તેનો સ્વભાવ પોતાની માતુશ્રી જેવો ન હોવો જોઇએ. ૬

## ॥ चंद्र ७ मो. ॥

दद्देहाग संसम्रमेशीताहिमर्षनित्त्वं भवेद्ध्ववाणिज्यतोपि ॥
रतिर्स्त्रीजनेमिष्टभृगलुब्धचेताः कृशः कृष्णपक्षेत्रिपक्षाभिभूतः ॥ ७ ॥

અર્થ—મિત્ર એટલે સાતમા સ્થાનમાં ચંદ્રમા હોય તો તે પુરૂષને કાંતિવાન સ્ત્રી મળે તે વ્યાપારથી અથવા ચાલાકપણાથી વ્યાજસ્વાધા લક્ષ્મી ઘણી મેળવશે, તે પુરૂષ પરસ્ત્રીઓ ઉપર બહુ પ્યાર કરશે અને તેની પ્રતી ઘુમ્ન લુગે, જો ચંદ્રમા કૃષ્ણ-પક્ષનો હશે તો તે પુરૂષ શત્રુથી માર્યો જશે. ૭

## ॥ चंद्र ८ मो. ॥

सभार्यश्चतेमेषशीतस्यगेहेपचेत्कार्ष्टचितक्षायतगोत्त्कानि ॥
महाव्याधयोभीतयोवारिभूताःशशीक्लिशकृत्सकष्टानषष्टमस्थः ॥ ८ ॥

અર્થ—જેને આઠમા સ્થાનમાં ચંદ્રમા જ્યારે હોય ત્યારે તે વ્યાધીસ્થ અને તેનું શરીર નિર્બળ રહે, તેથી સંતાપ અતિશય કરે, તેના મુકામ ઉપર વૈદ્ય લોકોની બેઠક હોય, ઓષધ ખાવા કરે. અને તે આયુષ્યને આઠ પક્ષમાં તાંદુળ ખાવા મળશે તે પુરૂષને પાણીથી ભય હોય, અને દરિદ્રતા શરીરમાં હોય. ૮

## ॥ चंद्र ९ मो ॥

तपोभाग्गमस्तारकेशोगनस्थमजाक्षाट्वजांर्यंदिनस्तंम्भूर्णनि ॥
भवत्यत्रपाप्याधिकोगोवनाद्देःसरीतिसुखंचंद्रवात्स्मात्कृत्य ॥ ९ ॥

અર્થ—નવમા સ્થાનમાં ચંદ્રમા પડેલો હોય તે ભાગ્યશાળી

થશે તેને સુજ્ઞજનો પ્રજા અને ખરેખરા ગુણીજનો તથા સારા કવી લોકો વંદશે તેની જુવાની પુર્વે ભાગ્યોદય થશે તેના શરીરની આરોગ્યતા રહેશે તે સાહસ કૃત્ય ચંદ્રમાના જેવું કરશે. ૯

## ॥ चंद्र १० मो ॥

सुखंबांधवेभ्यःखगेधर्मकर्मासमुद्रांगजेशंनरेशादितोपि ॥
नवीनांगनावैभवेप्रुभियत्वंपुरोजातकेसौख्यमल्पंकरोति ॥ १० ॥

અર્થ—દશમા સ્થાનમાં ચંદ્રમા હોય, તે પોતાના ભાંડુથી સુખી થશે રાજસ્થાનમાં તે સત્તાધીશ થશે. તે પુરૂષ ધર્મ, ફેલાવશે. તેનું તન સ્રીના વિલાસવડે કરીને સંપુર્ણ પ્રીતિ વધશે. પોતાની માતુશ્રીનું સુખ મળશે તેની બુદ્ધિ નિર્મળ રહેશે. પરમેશ્વરની ભક્તિ કરશે. ૧૦

## ॥ चंद्र ११ मो ॥

लभेद्भूमिपादिंदुनालाभगेनप्रतिष्ठाधिकारांवराणिक्रमेण ॥
श्रियंथःस्त्रियांतःपुरेविश्रमांतिक्रियायैकृतीकन्यकात्रसुलाभः ॥ ११ ॥

અર્થ—અગીયારમા સ્થાનમાં ચંદ્ર હોય તો, તે માણસ સર્વના અંતઃકરણમાં ભાવયુક્ત રહેશે, રાજાથી તેને પુર્ણ અધિકાર મળશે. સારી કીર્તિ ફેલાવશે તેની લક્ષ્મી પર સ્ત્રીઓથી ભોગ વિલાસ માર્ગે જશે. અર્થાત્ સ્ત્રીઓ તેનો પૈસો હરણ કરશે પોતે જે કાંઇ કૃત કરશે તેનું ફળ ઉલટું થશે તે માણસને કન્યા એટલે પુત્રી વધારે થશે ૧૧

## ॥ चंद्र १२ मो ॥

शशीद्वादशोशत्रुनेत्रादिचिंतानाविचिंत्यःसदासव्ययोगंगलेन ॥
पितृव्यादिमात्रादितोंतर्विषादोनवाप्नोतिकार्यंमिपाल्पप्रियत्वम् १२

અર્થ—બારમા સ્થાનમાં ચંદ્ર હોય તો શત્રુ પીડા કરે તે-

ચતુર્થસ્થાનમાં વ્યાધી થાય, તે ખુશીથી સારું કાર્ય કરશે, પોતાની માતુશ્રીથી અંતઃકરણમાં ચિંતા હોય, પોતાની સ્ત્રી ઉપર તેની પ્રીતિ અલ્પ રહે. અંતઃકરણમાં અતૃપ્તપણું રહે પોતાના કાકાથી તથા માતુશ્રીના પક્ષ તરફથી તે સંતાપને પામે. ૧૨

## ॥ मंगळ १ लो. ॥

विलग्नेकुजेदं[illegible]भिभीतिस्तापेन्मानसंकेशरीकिंद्वितीयः ॥
कळत्रादिघातःशिरोनेत्रपीडाविपाकेफलानांसदैवोपसर्गः ॥ १ ॥

અર્થ—પેહેલા સ્થાનમાં ભૂમીસુત કહેતાં મંગળ હોય તો લોખંડ તથા કાષ્ટવડે કરીને કષ્ટ પામે. અને તે અનેક પ્રકારથી કેવળ સિંહની પેઠે સંતાપ ધરીને કષ્ટ પામશે સ્ત્રી પરથી તેના મસ્તકમાં તથા નેત્રસ્થાનમાં વ્યાધી થશે તેણે ઉદ્યોગ કર્યો હોય તોપણ તેના ફળની ઉપત્સર્ગતા થશે. ૧.

## ॥ मंगळ २ जो. ॥

भवेत्तस्यकिंविद्यमानेकुटुंबेधनेगारकोयस्यलब्धेधनेशिम ॥
यथात्रायतेमर्कटःकंठहारंपुनःसन्मुखःकोभवेद्वादमध्यः ॥ २ ॥

અર્થ—બીજા સ્થાનમાં મહીસુત કેહેતાં મંગળ હોય તો તે આપદા પામે, તેને સ્ત્રી છતાં પણ ઉપયોગ શો રહ્યો ? કદાપિ તેને પૈસો મળે તોપણ શો ઉપયોગ? જેમ મર્કટ રત્નહાર કંઠો રૈત્રાને શક ધરતો નથી. તેમ દ્રવ્ય ખર્ચ કરવાને તે માણસ વિચાર નહીં કરે, તેવા ધનહીન માણસની પાસે કોઇ વાત કરવા પણ ઉભો નહીં રહે. ૨

## ॥ मंगळ ३ जो. ॥

कुतोबाहुवीर्यंकुतोबाहुलक्ष्मीस्तृतीयोनचेन्मंगलोमानवानां ॥
सहोत्थव्यथाभव्यतेकेनतत्पितपवर्यशीलाशोगहस्यंकपंसात्र ॥३॥

અર્થ—ત્રીજા સ્થાનમાં જો ભુમીસુત કેહેતાં મંગળ ન હોયતો, તે શોભાને પ્રાપ્ત ક્યાંથી થાય? અને તેના શરીરમાં બળ ક્યાંથી હોય, તેને પૃથ્વી ધામ વિગરે ક્યાંથી મળે, સારા ગુણ અને પરાક્રમ ક્યાંથી મળે, તે ભાંડુથી સુખ સારું ભોગવે જેને ત્રીજા-સ્થાનમાં મંગળ છે તો સર્વ વાતે માંગલ્યકારક છે. ૩

## ॥ मंगळ ४ थो. ॥

यदासुखस्थःसंभवेतुर्यभावेतदाकिंग्रहाःसानुकूलाजनानाम् ॥
सुहृद्वर्गसौख्यंनकिंचित्कदाचित्स्वयंकृपावस्त्रभूमीर्लभेत्भूमिपालात् ॥ ४ ॥

અર્થ—તુર્ય કેહેતાં ચોથા સ્થાનમાં જો મંગળ હોય અને બીજા ગ્રહો અનુકુળ હોય તોતે શું કરી શકશે. જોકે તેને પોતાના મિત્રનું સુખ નથી તોપણ કીર્તિ મેળવશે રાજ્યદ્વારથી મેહેરબા-નીતથા વસ્ત્ર મેળવશે તે આનંદમાં રેહેશે. તેને ભુમી, ઘર, ઇ-ત્યાદિક પ્રાપ્ત થશે, સંતાપથકી સગુદ્રને દુર કરશે. ૪

## ॥ मंगळ ५ मो. ॥

कुजेपंचमेजाठराग्निर्वलीयानजानंतुजातंनिहंत्येकएव ॥
तदानीमनल्पायतिःक्रीतिःस्वर्णवस्त्रपंदुग्धवत्तप्यतेतःसदैव ॥ ५ ॥

અર્થ—બુદ્ધિ સ્થાન એટલે પાંચમા સ્થાનમાં મંગળ હોયતો તે માણસના ઉદરમાં જઠરાગ્નિ પ્રદિપ્ત વધારે હોય. તેને બાળ હોય નહીં, ને હોયતો જીવે નહીં, તેના મનમાં અંતકનો ભય રેહેશે નહીં. ચિંતા ઘણી રહે. તે એવી કે તપેલામાં તપેલું એટલે ઉકળેલા દુધનો ઉભરો વારેવારે આવે તે પ્રમાણે ચિંતા રહે. ૫

## ॥ मंगळ ६ ठो. ॥

रणेनिष्ठुरोभूरियोगाधिकैर्नवैरितःसंगरस्थःकृशांगः ॥
मनीषासुशीलातुरंगाननद्धिःस्वयंतद्विषंतःस्वप्नोपान्तभूरि ॥ ६ ॥

અર્થ—છઠા સ્થાનમાં મંગળ હોય તો, તેના શત્રુ સામે ઠરી શકે નહીં, યુદ્ધે તેની કીર્તિ વધે યુક્તિથી દ્રવ્ય મેળવે અને વાપરી નાંખે તે માણસ વિચારવાન અને ગુણ દેનાર થશે સુખી થશે, તેના મામા તથા તેના ભાઇ તેના જેવા થવાના નથી. ૬

## ॥ मंगळ ७ मो. ॥

अनिधारभूतेनपाणिग्रहेणप्रयाणेनवाणिज्यतोनोनिवृत्तिः ॥
मुहुर्भगदःस्पर्धिनांमेदिनिःजःप्रहारादनैःसप्तमेदंपतिघ्नः ॥ ७ ॥

અર્થ—સાતમા સ્થાનમાં જેને મંગળ પડ્યો હોય તો તે પુરૂષનું લક્ષણ વધારે શું કહું પણ તે માણસ વારાંગનાની સોબતથી રત થતાં પણ તૃપ્તિ પામનાર નથી, તે માણસને વ્યાપાર અર્થે પ્રવાસ કરતાં પીડા થશે. અને તે પુરૂષ શત્રુના મારથી તથા લાતપ્રહારથી દુખી થઇને બે જણ મરશે. (સ્ત્રી પુરૂષ. ) ૭

## ॥ मंगळ ८ मो. ॥

शुभाःस्तस्यकिंखेचराःकर्गुरन्येत्रिधानेपिचेदष्टमेभूमिसूनुः ॥
सखाकिंनशत्रुयतेसत्कृतोपिप्रयत्नेकृतेभूयतेचोपसर्गैः ॥ ८ ॥

અર્થ—આઠમા સ્થાનમાં મંગળ હોય તો, તેના શરીરે પીડા થાય બીજા શ્રેષ્ઠ ગૃહો હોય તો પણ તે શું જોર કરી શકે, કેમકે આઠમે મંગળ પડ્યો છે તેથી કષ્ટને પાત્ર થાય. તેના મિત્રો ઉપરની પ્રીતિ બતાવવાને થોડી બુદ્ધિને અનુસારી તેના શત્રુ થશે તે માણસે અનેક યત્ન કર્યું પણ તે ફળ નહીં મળતાં ઉપત્સર્ગતા થશે. ૮

## ॥ मंगळ ९ मो ॥

महोग्रामतिभाग्यवितंमहोग्रंतपोभावगोमंगलस्तंकरोति ॥

भवेभाग्यादिमःश्यालकःसोदरोवाकुतोविक्रमस्तुच्छलाभोविपाके॥९॥

અર્થ—નવમાં સ્થાનમાં મંગળ હોય તો ભાગ્યોદય થાય, બુદ્ધિ વધારે; કીર્તિ ફેલાવે તેને જેષ્ઠભ્રાત હોય નહીં, હોય તો રહે નહીં. તે માણસ અલ્પ પરાક્રમી છતાં ઉદયોગી થશે તેને મેહેનત કરતાં દ્રવ્યની પ્રાપ્તિ થોડી થશે. ૯

## ॥ मंगळ १० मो ॥

कुलेतस्यकिंमंगलंमंगलोनोजनैर्भूयतेमध्यभावेयदिस्यात ॥
स्वतःसिद्धएवावतंशीयतेसौवराकोपिकंठीरवःकिंद्वितीयः ॥ १०॥

અર્થ—દશમાં સ્થાનમાં મંગળ હોય તો, સારૂં કામ કરશે પોતાના કુળમાં દિપક સમાન થશે: વિવેકથી ચાલશે, તે પોતાના પરાક્રમે કરી કીર્તિ મેળવશે તે જ્ઞાની જનોના સમુહમાં સિંહ જેવો દેખાશે. ૧૦

## ॥ मंगळ ११ मो ॥

कुजःपीडयेल्लाभगोऽपत्यशत्रून्भवेत्सन्मुखोदुर्मुखोपिप्रतापात् ॥
धनंवर्धतेगोधनैर्वाहनैर्वासकृच्छुनतार्थंचपैशुन्यभावात ॥ ११ ॥

અર્થ—અગીયારમાં સ્થાનમાં મંગળ હોય તો તે દુર્મુખ હશે, તો પણ પોતાના તેજ પ્રતાપવડે કરી, સ્વદેશમાં શોભાને પ્રાપ્ત થશે. તેનો શત્રુ તેના છોકરાને દુઃખ દેશે શસ્ત્રવડે કરી તેની લક્ષ્મીનો હાનિ થશે; તેનું દ્રવ્ય વાહનવડે કરી તથા ગાયે કરીને વધે. ૧૧

## ॥ मंगळ १२ मो ॥

सतासोपितत्सक्षतोलोहघातैःकुजोद्वादशोर्थस्यनाशंकरोति ॥
मृषाकिंवदंतिभयंदस्युतोवाकलिपारपीहेतुदुःखंविचिंत्यम् ॥ १२॥

અર્થ—બારમા સ્થાનને વિષે મંગળ હોય તો, લોખંડે કરીને શરીર ઉપર ઘા થશે; તેને માથે મિથ્યા દોષ આવશે, તે દ્રવ્ય નહીં ખરચતાં સંભાળશે શત્રુથી ભયગ્રસ્ત રેહેશે લોકોથી ક્લેશ થશે, તે માણસ પારકી બુદ્ધિને અનુસરીને સંતાપમાં રેહેશે. ૧૨

## ॥ बुध १ लो ॥

बुधोमूर्तिगोमार्जयेदन्यरिष्टंवरिष्ठाधियोवैखरीवृत्तिभाजः ॥
जनादिव्यचामीकरीभूतदेहाश्चिकित्साविदोदुश्चिकित्साभवन्ति ॥१

અર્થ—લગ્નસ્થાનમાં બુધ હોયતો બુદ્ધિ વધારે, કીર્તિનો ફેલાવો કરે, તે માણસ સભામાં વિવાદ કરવાને કુશળ હશે; તેને અમૃત્યુ થશે નહીં તે સર્વ કામને વિષે ચિકિત્સક થશે, જ્ઞાની જનોના અંતઃકરણમાં તે પ્રિય હશે; તેની કાન્તી કનકતુલ્ય હશે તે જોઇને લોકો તેના ઉપર પ્રીતિ કરશે. ૧

## ॥ बुध २ जो ॥

धनेबुद्धिमान्बोधनेबाहुतेजाःसभासंगतोभासतेव्यासएव ॥
पृथुदारताकल्पवृक्षस्यतद्वद्बुधैर्भण्यतेभोगतःषट्पदोयं ॥ २ ॥

અર્થ—બીજા સ્થાનમાં બુધ હોયતો તે પરાક્રમી થશે, કુળાદિશાસ્ત્રને માટે બોધ કરનારો થશે; તે માણસ પંડિતની સભામાં બેઠો છતાં વ્યાસના જેવો શોભશે તે તત્વાર્થને સોધન કરનારો થશે, દાતૃત્વતા કલ્પવૃક્ષ સમાન હશે; બુદ્ધિવાન થશે; અને દાંતા કેહેતાં સ્ત્રીથી વિલાસી થશે, કેવળ તે માણસ ભમરાની પેઠે પોતાની સ્ત્રીથી પ્રીતિમાં લપટાશે. ૨

## ॥ बुध ३ जो ॥

वणिक्मित्रतापण्य...दुवृत्तशीलोवशित्वंधियादुर्वशानामुपैति ॥
विनीतोतिभोगंभजेत्सन्यसेद्वातृतीयोऽनुजैराश्रितोझेलतावत् ॥३॥

અર્થ—ત્રીજા સ્થાનમાં બુધ હોય તો, તેની નમ્ર વાણીથી લોકોથી મિત્રાચારી કરશે; વ્યાપારે રસ્તે રહી દુકાન કરશે પોતાના ભાઇઓથી પ્રીતિ કરશે, તેના શાણપણાના ગુણે કરી દુર્જનો તેનું કહ્યું માનશે, તે ભોગી હશે; તોપણ વખતે સંન્યાસ લેશે. ૩

# ॥ बुध ४ थो ॥

चतुर्थेचरंश्चंद्रजश्चारुमित्रोविशेषाधिकृतक्ष्मानाथांगणस्य ॥
भवेल्लेखकोलिख्यतेवातदुक्तंतदाशापरैःपैतृकंनोधनंच ॥ ४ ॥

અર્થ—ચોથા સ્થાનમાં બુધ હોય તો તેને સારા મિત્ર મળશે, તે રાજ્યસ્થાનમાં સત્તાધીશ થશે; કિંવા રાજ્યાધિકારી થશે, તેના યોગેકરીને નૃપતિને આપત્તિમાં લાવશે. કિંવા તે લેખક થશે, તથા બીજાને તાબામાં રાખી લખાવનારો થશે; તે પોતાના બાપના પૈસાની પરવા રાખશે નહીં. ૪

# ॥ बुध ५ मो ॥

वयस्यादिमेपुत्रगर्भोनतिष्ठेद्रवत्तस्यपंचार्थसंपादयित्री ॥
बुधेभण्यतेपंचमेरौहिणेयेकियद्भिश्चतेकैतवस्याभिचारम् ॥ ५ ॥

અર્થ—પાંચમા સ્થાનમાં બુધ પડયો હોય તો, તે માણસના પૂર્વ વયમાં પુત્રગર્ભ રહેશે નહીં; તેની બુદ્ધિ ઘણુંકરીને દ્રવ્ય સંચય કરવા ઉપર તત્પર રહેશે, તેના અંતઃકરણના વિચાર કળી શકાશે નહીં. ૫

# ॥ बुध ६ ठो. ॥

विरोधोजनानांनिरोधोरिपूणांप्रबोधोयतीनांचरोधोऽनिलाजां ॥
बुधेसद्वयेव्यावहारोनिधीनांबलादर्थकृत्सभवेच्छत्रुभावे ॥६॥

અર્થ—જેને છઠ્ઠા સ્થાનમાં બુધ પડયો હોય તો, તે જન-

થી વિરોધી થશે; શત્રુથી નિરોધતાએ વર્તશે; તે યતિ લોકોને પ્રબોધ કરનારો થશે, તેને વાતુલ પીડા થશે, તે દ્રવ્યરૂપી સમુદ્રમાંથી અપાર ખર્ચ કરશે; વ્યવહાર રસ્તે ચાલશે, તેની પાસે દ્રવ્ય બલાત્કાર આવે, આનંદમાં તે રહેશે. ૬

## ॥ बुध ७ मो. ॥

सुतःशीतगोःसप्तमेसंयुतस्याविधत्तेतथातुच्छवीर्यंचभोगी ॥
अनस्तंगतोहेमवद्देहशोभांनशक्नोतितत्संपदोवानुकर्तुम् ॥ ७ ॥

અર્થ—જેને સાતમા સ્થાન વિષે બુધ હોય તો, તે સુંદર નેત્ર વાળી સ્ત્રીથી રત પામશે; તે વખતે અલ્પ વીર્ય હશે. તે ભોગી હશે ને તે બુધ અસ્તગતીયે પોહોંચેલો નહીં હોય, તો તેની કાંતી કંચન પ્રમાણે સુશોભિત હશે. ૭

## ॥ बुध ८ मो. ॥

शतंजीविनोरंध्रगेराजपुत्रेभवंतीहदेशांतरेविश्रुताख्ये ॥
निधानंनृपाद्विक्रयाद्वालभंतेयुवत्युद्भवंक्रीडनंप्रीतिमंतः ॥ ८ ॥

અર્થ—રંધ્ર એટલે આઠમા સ્થાનમાં બુધ હોય તો, તેનો આવરદા સો વર્ષ સુધી હશે; તેની કીર્તિ દેશદેશ વધશે, વ્યાપાર રસ્તે રહીને લક્ષ્મી લાવશે. કિંવા રાજા પાસે રહીને લક્ષ્મી મેળવશે, તે સ્ત્રીઓની સાથે પ્રીતિયુક્ત રત થશે; તથા કેળવણી સારી પામશે. ૮

## ॥ बुध ९ मो. ॥

बुधेधर्मगेधर्मशीलोतिधीमान्भवेद्दीक्षितःस्वर्धुनीस्नातकोवा ॥
कुलोद्योतकृद्दानुवद्भूमिपाल्लात्मतापाग्निकोवाधकोदुर्मुखानां ॥९॥

અર્થ—નવમા સ્થાનમાં જો બુધ હોય તો, તે માણસ ધર્મ-

શીલ અને બુદ્ધિવાન થશે; ગંગાનદી જેવાં પવિત્ર સ્થાન ઉપર સ્નાન કરનારો થશે, તથા યજ્ઞકર્મમાં તત્પર રહીને દાન કરનારો થશે. પોતાના કુળને વિષે સૂર્યસમાન તેજસ્વી થશે, તથા તે પ્રતાપી થશે. ૯

## ॥ बुध १० मो. ॥

पितःसंचदेव्योमिनंसंभ्रमेनप्रमादादिकेकारिसौराजवृत्तिः ॥
बुधेकर्मगेपूजनीयोविशेषात्पितुःसंपदोनीतिदंडाधिकारात ॥ १० ॥

અર્થ—દશમા સ્થાનમાં બુધ હોયતો તે માણસ મિત્તભાષણ કરશે; અને તે નૃપતિની પેઠે ઉન્માદમાં રહેશે, દ્રવ્ય ઘણું ખર્ચ કરશે. તે મોટા રાજ્યસ્થાનમાં રાજાથી તથા અધિકારથી સારા પ્રતાપી માણસોથી સન્માન મેળવશે, તે પોતાના અંગીકારથી પોતાના બાપની લક્ષ્મી હસ્તક કરશે. ૧૦

## ॥ बुध ११ मो. ॥

विनाल्लाभमानेकिमर्थंप्रजाजातिनल्लाभोनलावण्यमानृण्यमस्ति ॥
कुतःकन्यकोद्वाहदानचरेथंकथमपुरालब्धकतृणाभवन्ति ॥ ११ ॥

અર્થ—અગીઆરમા સ્થાનમાં બુધ હોય તો, લાભ સારો થાય; અને માથે કરજ નહીં હોય તેથી કરી આનંદમાં રહેશે. તેને કન્યાની સંતતિ નહીં થાય, તે માણસને પૈસો મળે પણ બ્રાહ્મણને એક પાઇ પણ નહીં આપે. ૧૧.

## ॥ बुध १२ मो. ॥

नचंद्रादशेयस्यसीतांशुजन्माकथंतद्गृहंभुमिदेवाभजंती ॥
रणेवैरिणोभीतिमायांतिकस्माद्धिरण्यादिकोशंशठःकोनुभूयात॥१२॥

અર્થ—બારમા સ્થાનમાં બુધ પડ્યો હોય તો, તે યુદ્ધ વિષે શત્રુના મારથી પરાજય થશે; તેને ઘેર ઘણા બ્રાહ્મણો મ-

તેને મળશે નહીં, તેના સ્વભાવ નીચ હશે. ૩

## ॥ गुरु ४ थो. ॥

सुहृद्द्वारात:श्रूयतेवा जेहेपाद्विजोवाणिनोवेदघोषोपिनद्भुत ॥
प्रतिस्पर्द्धिन:कुर्वंतिपरिचर्यांचतुर्गेगुरौतस्यंतर्गतंच ॥ ४ ॥

અર્થ—ચોથા સ્થાનમાં ગુરૂ હોવતો, તેના ઘરભણી હયશાળા હશે; તેથી ઘોડાના હુંખારા સાંભળશે, તેના મકાનમાં બ્રાહ્મણો વેદઘોષ પ્રેમયુક્ત કરશે, તેના શત્રુ દ્વેષ તજીને વિવેકયુક્ત રહી સેવા કરશે, તેના અંતઃકરણમાં સંતાપ રૂપી અગ્નિ જાજ્વલ્ય રેહશે. ૪

## ॥ गुरु ५ मो. ॥

विलासेपतिर्बुद्धिगेदेवपूज्ये विज्ञल्पक:कल्पकोलेखकोत्रा ॥
निदानेसुतेविद्यमानेपिप्रीत:फलोपद्रव:पक्वकालेफलस्य ॥ ५ ॥

અર્થ—પુત્ર કેહતાં પાંચમાં સ્થાનમાં ગુરૂ છે તો, તેની બુદ્ધિ વિલાસમાં ગમ હશે; તે કલ્પના ઊંડી કરનારો થશે, તે પકશાસ્ત્ર લેખક થશે વક્તૃત્વમાં કંઇ પણ મણા રેહશે નહીં, છેવટે તેને પુત્ર થશે આનંદ મળશે, ઉદ્યોગનું ફળ મળતી વખતે છેવટે તેને ઉપદ્રવ થશે. ૫

## ॥ गुरु ६ ठो. ॥

कृमार्तोअनन्त्यारुज:संगवेगु:रिपौवाफपतौशत्रुहंतुत्वमेति ॥
बलादुद्धत:कारणेनस्वजातामा:स्वादिशर्मानितन्मातुलानाम् ॥६॥

અર્થ—છઠા સ્થાનમાં ગુરૂ હોય તો, શત્રુનું બળ દુર કરે; વ્યાધી શત્રુ થાય તે પોતાના બળવડે કરીને, ઉન્મત રેહશે, અને તેને કોઇ જીતનાર મળશે નહીં. પોતે ઘણા કાળ લગી રોગી રેહશે. તેની માતા વ્યાધિરૂપ હશે તેના મામાને વેર લોક ઘ-

ત્યાદિક પશુને સુખ હશે નહીં. ૬

## ॥ गुरु ७ मो. ॥

मानेदनस्यपचव्हीविभूतिश्चवद्वीरतिर्नैभवेभामिनीनायवद्वी ॥
गरुर्गर्वकृद्वयत्यजामित्रभावेमपिंडाधिकोखंडकंदर्पण्व ॥ ७ ॥

અર્થ—સ્ત્રી ભુવન એટલે સાતમા સ્થાનમાં ગુરૂ હોય તો, બુધ્ધિ વધારે હોય; તે શ્રેષ્ટ વિભૂતીને પામશે, તેની કાંતિ પારસ જેવી સુશોભીત હશે તે સ્ત્રી ઉપર અલ્પ પ્રીતિ કરશે, તેની વૃત્તિ આનંદમાં રેહેશે; તે પોતાના રૂપથી કાંમદેવની પેઠે અભીમાન કરશે તેના શરીરમાં શકિત વધારે હોય. ૭

## ॥ गुरु ८ मो. ॥

चिरंनोवसेत्पैतृके चैवगेहेचिरस्थायिनोत्तस्यगृहंतस्यदेहम ॥
चिरंनोभवेत्तस्यनीरोगमंगंगुरुर्मृत्युगोयस्यवैकुंठगंता ॥ ८ ॥

અર્થ—આઠમા સ્થાનમાં ગુરૂ હોય તો, તે પોતાના બાપના ઘરમાં ન રહે; પોતાનું ગામ મુકી પુત્ર પરીવાર સ્ત્રી છોડીને સંન્યાસવૃત્તિથી રેહેશે, તે લાંબા કાળસુધી નિરોગી રેહેશે નહીં. તેનું મૃત્યુ થયા પછી, આ સંસાર રુપી સમુદ્ર તરીને વૈકુંઠ વાસ કરશે, અર્થાત્ મોક્ષ પામશે. ૮

## ॥ गुरु ९ मो. ॥

चतुर्भूमिकंतद्गृहंतस्यभूमिपतेर्वल्लभोवल्लाभाभूमिदेवाः ॥
गुरौधर्मगेबांधवाःस्युर्विनीतामदालस्यतोभग्नवैगुण्यकारी ॥ ९ ॥

અર્થ—ધર્મ એટલે નવમા સ્થાનમાં ગુરૂ હોય તો મોટા નૃપતિ સરખા તથા વિદ્વાન્ બ્રાહ્મણો તેના ઉપર પ્રીતિ કરશે તે માણસ વિશાળ બહુ પૃથ્વી; ઝાડ મત્યાદિકને લાભ પામશે, પોતાના બાંધવથી પ્રીતિ રહશે પોતાના આળસ વડે કરીને સં-

ધ્યાવંદન કર્મ કરી શકશે નહીં, તે ગર્વિષ્ટ હોવાથી પોતે જ્ઞાની છતાં અપકીર્ત્તિને પાત્ર થશે. ૯

## ॥ गुरु १० मो. ॥

ध्वजामंडपेमंदिरंचित्रशालंपितुःपूर्वजेभ्योपितेजोधिकत्वात् ॥
नतुष्टोभवेच्छर्मणापुत्रकानांपचेत्प्रस्थमप्रस्थसामुद्रमन्नम् ॥ १० ॥

અર્થ—કર્મસ્થાન એટલે દશમા ઘરમાં ગુરૂ હોય તો, તે માણસ સંતાન ઉપર દ્વેશ રાખે; તેને વિશાળ ઘર જેમાં મેડી માળ તથા સુશોભીત ચિત્રથી ચિત્રાએલી ભીંતોવાળું ઘર મળે તે કાન્તિવાન તેજસ્વી થશે. પોતાના પૂર્વજોથી અધીક પ્રતાપી થશે; તેને ઘેર એક શેરધાન્યથી વધારે રંધાશે નહીં. ૧૦

## ॥ गुरु ११ मो. ॥

अकुप्यंचलाभोगुरौकिंनलभ्यंवदंत्यद्युधीमंतमप्येमुनींद्राः ॥
पितुर्भारभृत्स्वांगजास्तस्यपंचपरार्थैसदर्थोनचेद्वैभवाय ॥११॥

અર્થ—અગીયારમા સ્થાનમાં ગુરૂ હોય તો, સુવર્ણ એટલે સોનું તથા સુવર્ણ એટલે સારી કાન્તિવાળી સ્ત્રી તેને મળે; તે માણસને અષ્ટપ્રધાનની પદ્વી મળે, સારા ધર્મના પાયા ઉપર તેનું ચિત્ત પ્રવર્તમાન થાય, પોતે પોતાના પિતૃ કુટુંબ વિગેરેનું પોષણ કરે; તેને પાંચ પુત્રો થશે, તેના વૈભવથી કેટલાક માણસો પોતાના ઉદરનો નિર્વાહ કરશે. ૧૧

## ॥ गुरु १२ मो. ॥

यशःकीदृशंसद्व्ययेसाभिमानेमतिःकीदृशीवंचनेचेत्परेषाम् ॥
त्रिधिःकीदृशोर्थस्यनाशोदृयेनत्रयस्थेभवेयुर्व्ययेयस्यजीवः॥१२॥

અર્થ—બારમા સ્થાનમાં ગુરૂ હોય તો, તે માણસ ખર્ચ સારૂં કરશે; તે પોતાના દાતૃત્વપણાના ગર્વવડે કરીને કીર્ત્તિ પા-

મશે નહીં, તે લોકોમાં ભાંજગડીઓ થશે. લોકો તેના ઉપર પ્રીતિ કરશે નહીં, આના કારણથી અનેક પ્રકારે કરી તેની લક્ષ્મીની હાની થશે. ૧૨

## ॥ शुक्र १ लो. ॥

समीचीनमंगंसमीचीनसंगःसमीचीनबहूवंगनाभोगयुक्तः ॥
समीचीनकर्मासमीचीनशर्मासमीचीनशुक्रोयदालग्नवर्ती ॥ १ ॥

અર્થ—પેહેલા સ્થાનમાં શુક્ર હોય તો, તે માણસ વીર્યવાન હોય; તેને સારી સોબત મળે, કાન્તીવાન સ્ત્રીઓના ટોળામાં સંપુર્ણ રીતે વિલાસ કરશે. તે ખર્ચ સારૂં કરશે ધર્મ કરવા ઉપર પ્યાર હશે; તેને સ્ત્રી કાન્તીવાન મળે તે નિરંતર સુખી રેહેશે. ૧

## ॥ शुक्र २ जो. ॥

मुखंचारुभाषंमनीषापिचारीसुखंचारुचारूणिवासांसितस्य ॥
कुटंबस्थितःपूर्वदेवस्यपूज्यःकुटंबेनाकिंचारुचर्वेगिकानः ॥ २ ॥

અર્થ—બીજા સ્થાનમાં શુક્ર હોય તો સુખી હોય, ગુણ સારા વધે બુદ્ધિનો વધારો હોય, પેહેરવાને સારાં વસ્ત્ર મળે, પોતાના કુટુંબ સહોદરમાં કીર્ત્તિ સારી મેળવે, કાન્તીવાન સ્ત્રીઓથી તે રત થશે, આનંદી થશે તે જે કંઇ બોલ બોલશે તે ખુબ વિચાર કરીને; તેની બુદ્ધિ દર્ભના અગ્રભાગ જેવી થશે. ૨

## ॥ शुक्र ३ जो. ॥

रतिःस्त्रीजनेतस्यनोबंधुनाशोगुरुर्यस्यदुश्चिक्यगोदानवानाम् ॥
नपुर्णोभवेत्पुत्रसौख्येपिसेनापतिःकातरोदानसंग्रामकाले ॥ ३ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં કાવ્ય કેહેતાં શુક્ર હોયતો, કુલીન સ્ત્રીઓથી પ્રીતિ કરશે; તેના ભાઇ સુખી રહે તેને પુત્રની પ્રાપ્તિ

થશે પણ તે જીવશે નહીં; તે સેન્યાપતી થશે તો પણ ચિંતાતુર રેહેશે. યુદ્ધ સમયમાં તથા દાન આપવા વિગેરેમાં અપ્રસ્ત રેહેશે. ૩

## ॥ शुक्र ४ थो. ॥

महित्वंकोपस्यतुर्येऽसुरेज्योजनैःकिंजनैःश्चापरैरुष्टतुष्टैः ॥
किंयत्पौषयेज्जन्मतःसंजनन्याअधीनार्पितोपायनैरेवपूर्णं ॥ ४ ॥

અર્થ—ચોથા સ્થાનમાં શુક્ર હોય તો, તે લોકોની અંદર મોહોટો કહેવાશે; તેના યોગે કરી કેટલાક લોકો તેના ઉપર ઇર્ષ્યા કરશે કિંવા કેટલાક સંતુષ્ટ થાય એટલે તેને જોઇને સંતોષ પામે સંતોષ પામનાર લોકો તરફથી તે માણસને કંઇ ફાયદો થવાનો નથી, તે માણસને સ્વતંત્રતાથી રેહેવાને સારૂં લાગશે; તેની માતુશ્રી સુખી રેહુશે, તેને દ્રવ્ય ગમે ત્યાંથી ઇનામ દાખલ મળશે. ૪

## ॥ शुक्र ५ मो. ॥

सपूत्रोपिकिंयस्यशुक्रोनपुत्रेप्रयासेनकिंयत्नसंपादितार्थः ॥
स्युदर्कैत्रिनामंत्रभिष्टासनाभ्यामधीतेनकिंचित्कवित्वेनशक्तिः ॥५॥

અર્થ—જોકે પુત્રસ્થાનમાં કાવ્ય કેહેતાં શુક્ર નથી તો, કદાપિ સારો પુત્ર હોય તો પણ શો ઉપયોગ રહ્યો? તેણે અતિશય ઉદ્યોગ કર્યો તોપણ તેને શા રીતે ફળની પ્રાપ્તિ થશે? જોકે અમૃતરૂપી બોલ બોલશે તો પણ તે કંઇ પ્રાપ્તિને પામશે નહીં; પોતે અનેક પ્રકારના ગ્રંથ અવલોકન કરશે; તોપણ વિદ્યા હૃદયમાં વસવાની નથી. ૫

## ॥ शुक्र ६ ठो. ॥

सदादानवेज्येसुधासिक्तशत्रुर्व्ययःशत्रुगेचोत्तमौतौभवेताम् ॥
विपद्येतसंपादितंचापिकृत्यंतपेन्मंत्रतःपूज्यसौख्यंनधत्ते ॥ ६ ॥

અર્થ—છઠા સ્થાનમાં શુક્ર હોય, તે માણસના શત્રુ અમૃતથી ભીજયા અમર રેહેશે; અર્થાત્ શત્રુને ઇજા નહીં થાય, તે ખર્ચ સારૂં કરશે, મસલતખોર થશે તેથી કરી તેને આપદા વેઠવી પડશે. તેણે કરેલાં કામ નિષ્ફળ થતાં તે આપત્તિમાં આવશે; તેના માત પીતા ભાઇ સગાં સહોદરથી તેનું કલ્યાણ થશે નહીં. ૬

## ॥ शुक्र ७ मो. ॥

कलत्रेकलत्रामसुखंनोकलत्रात्कलत्रंतुशुक्रेभवेद्रत्नगर्भम् ॥
विलासाधिकोगण्यतेचप्रवासीमयासोल्पकःकेनसुखंतितस्माद॥७॥

અર્થ—કર્મ કેહેતાં સ્ત્રી ભુવન એટલે સાતમા સ્થાનમાં શુક્ર હોય તો તેને કાન્તીવાન સ્ત્રી મળે; એટલુંજ નહીં પણ રત્નના ગાભલા જેવી સ્ત્રીઓની સાથે પ્રીતિ કરશે, તે પ્રદેશમાં ઉદ્યમ અર્થે જશે નહીં. તેની બુદ્ધિ પોતાના ગામમાં રેહેવાને માટે તત્પર રેહેશે, તે થોડું કામ કરશે તેથી કરી લોકો તેનાથી સંતોષ પામશે. ૭

## ॥ शुक्र ८ मो ॥

जनःसुद्रवादीचिरंचारुजीवश्चतुष्पात्सुखंदैत्यपुज्योददाति ॥
जनुष्यष्टमेकष्टसाध्योजयार्थःपुनर्वर्द्धतेदीयमानंधनर्णम् ॥ ८ ॥

અર્થ—આઠમા સ્થાનને વિષે શુક્ર પડયો હોય તો, તે માણસ મ્લેચ્છ લોકોની સાથે પ્રીતિ કરે; અને તે દીર્ઘાયુ થશે. તે ચતુષ્પદાદિ ઢોર વાહનથી સુખ પામશે, તે કંટેકરાને લક્ષ્મી મેળવશે; તે પોતાનું દેવું ભર્યા કરે તોપણ કરજ માથે વધશે. ૮

## ॥ शुक्र ९ मो ॥

भृगोत्रित्रिकोणेपुरेकेनपौराःकुसीदेनयेवृद्धिमस्मेददीरन् ॥
गृहंज्ञायतेतस्यधर्मध्वजादेःसहोत्थादिसौख्यंशरीरेसुखंच ॥ ९ ॥

અર્થ—ત્રિકોણ એટલે નવમા સ્થાનમાં શુક્ર પડ્યો હોય તો, તેના શરીરમાં વ્યાધી રહેશે નહીં; તે માણસ વ્યાપાર રસ્તે કરીને નગરશેઠની લક્ષ્મીથી વ્યાજ મેળવશે, પોતાના ભાંડુથી પ્રીતિ રાખશે. તે ધાર્મિક થશે, તેના ધર્મ કૃત્યરૂપી ઘર ઉપર ધ્વજા જોઈને લોકો તેને ઓળખશે; તેની મિષ્ટવાણી સાંભળી લોકો તેનું કહ્યું માનશે. ૯

## ॥ शुक्र १० मो ॥

भृगुःकर्मगोगोत्रवीर्यैकणाद्विलयार्थं श्रमैःकिनआत्मीयएव ॥
सुधामानतोदाटकंत्रिमव्रत्या जनाडंबरैःसत्कृवानिवादात् ॥१०॥

અર્થ—દશમા સ્થાનમાં શુક્ર હોય તો તે પોતાના ગોત્રમાં-કુળમાં ઇંદુ કેહેતાં ચંદ્ર જેવો હોય, કિંવા તેના જેવો પરાક્રમી ગોત્રમાં ઉત્પન્ન થયેલો ના હોય; કીર્તિવાન થશે સારા ધર્મને ધારણ કરવાવાળો થશે, જોકે કદી લક્ષ્મી ઘટે અગર પોતાનો અર્થ કોઇ કામમાં ન સરે તો તે પોતાના ચિત્તમાં ચિંતાતુર થશે. અગર શ્રમિત થઇને ધનાઢ્ય થશે. (સુવર્ણ ઇત્યાદિક દ્રવ્યનો લાભ થાય,) ધર્મ કરશે બ્રાહ્મણો ઉપર પ્રીતિ ઘણી કરશે (બ્રાહ્મણોની વૃત્તિનું પ્રતિપાલન કરશે, લોકોમાં મોટાઇ મેળવવાને માટે વિવેકને અનુસરીને ખર્ચ ઘણું કરશે. ૧૦

## ॥ शुक्र ११ मो ॥

भृगुर्लाभगोलाभदोगत्यजस्रात्स्वरूपंमहीपंचकुर्याच्चसम्यक् ॥
लसत्कीर्तिसत्सानुरागंगुणाढ्यंदाम्पत्यैश्वर्ययुक्तंसुशीलम् ॥११॥

અર્થ—અગીયારમા સ્થાનમાં શુક્ર હોય તો, તેની કાન્તી દર્પ કેહેતાં કામદેવ જેવી હશે; તે સત્યવકતા થશે, તે રાજા જેવો થશે, તે માણસ સત્યવક્તા ઉપર પ્રીતી કરશે પોતાના સારા ભાગ્યોદય વડે દુનિયામાં કીર્તિનો ફેલાવો કરશે તે ગુણકારી અને

મર્મનાં વચન બોલનારો થશે; તેનાં આચરણ સારાં હશે. ૧૧

## ॥ शुक्र १२ मो ॥

कदाप्येतिवित्तंविलीयेतपित्तंसितोद्वादशेकेलिसत्कर्मशर्मा ॥
गुणानांचकीर्तिःक्षयंमित्रवैरंजनानांविरोधंसदासौकरोति ॥ १२॥

અર્થ—રિસ્ફ કેહેતાં બારમા સ્થાનમાં શુક્ર પડયો હોયતો, તે કોઇ દીવસે યત્નના અનુકૂળે કરી લક્ષ્મી મેળવશે, તે માણસ લોકોના મતથી વિરૂદ્ધ ઉતરશે. તેને પિત્તની વ્યાધી થશે નહીં ક્રીડાસક્ત થશે. સારૂં કૃત્ય કરનાર થશે; તે માણસ ધર્માચરણવડે કરીને સુખી થશે, તેના ગુણનો તથા સારી કીર્તિનો ક્ષય થઇને તેની સાથે મિત્રો પણ ઇર્ષા કરશે. ૧૨

## ॥ शनी १ लो ॥

धनेनातिपूर्णोतितृष्णोविपादोतनुस्थेर्कजेस्थूलदृष्टिर्नरःस्यात् ॥
विषंदृष्टिजत्वाधिदृग्व्याधिबाधास्त्वयंपीडितोमत्सरावेशएव ॥१॥

અર્થ—પેહેલા સ્થાનમાં મંદ કેહેતાં શની હોય તો, તે ધનાઢય એટલે દ્રવ્યવાન હોય; ધર્મ કરનારો હોય, તેની દ્રષ્ટિ દીર્ઘ હશે. વિવાદ કરવામાં કુશળ હશે તે રોગવડે કરી પીડા પામશે તે આશા બંધ હશે તેને મત્સરની પીડા થશે, તેની બુદ્ધિથી અનેક માણસોની સાથે બનવાનું નથી. ૧

## ॥ शनी २ जो ॥

सुखापेक्षयावर्जितोसौकुटुंबात्कुटुंबेशनौवस्तुकिंकिंनभुंक्ते ॥
समंबक्तिमित्रगतिक्तंवचोपिप्रमक्तिविनालोहकंकालभेत ॥

અર્થ—બીજા સ્થાનમાં શની હોયતો, તે માણસ પોતાના સુખને માટે પોતાનો પરીવાર છોડીને પરદેશ જવાને શંકા નહીં

આવે; તે તિક્ષ્ણ ભાષણ કરનાર થશે, જેથી કરી લોકો તેના ઉપર પ્રીતિ નહીં કરે. તે માણસ ભોગ વિલાસ વિગરે સુખની પરવા રાખશે નહીં. વળી અત્યંત પ્રીતિ બંધાયાવિના તથા ગાઢા પ્રસંગવિના કોઇને એકે પાઇ પણ નહીં આપે. ૨

## ॥ शनी ३ जो ॥

तृतीयेशनौशीतलंनैवचित्तंजनादुग्रमाज्ञायतेयुक्तमापि ॥
अविघ्नंभवेत्कर्हिचिन्नैवभाग्यंहठाशासुखीदुर्मुखःसत्कृतोपि ॥ ३ ॥

અર્થ—સુહૃદે કેહેતાં ત્રીજા સ્થાનમાં શની હોય તો, તેની વૃત્તિ શાન્ત રેહેનારી નથી; તે ભાગ્યહીન થશે, તે લોકોપયોગ માટે તથા ઉદ્યમ બાબતમાં સંયુક્ત ભાષણ કરશે. તે આશાબંધ રેહેશે, નિરંતર સંતાપ અંતઃકરણમાં રેહેતાં તે સુખી થવાનો નથી; કદાપિ સભામાં તે સત્કાર પામે તોપણ પાછળથી લોકો તેને દુર્મુખ કેહેશે, એટલે નિંદા કરશે. ૩

## ॥ शनी ४ थो ॥

चतुर्थेशनौपितृकंद्य.तिदुरंधनंमांदिरंबंधुवर्गापवादः ॥
पितुश्चापिमातुश्च तापकारीगृहेवाहनेहानयोवातरोगी ॥ ४ ॥

અર્થ—ચોથ. સ્થાનમાં શની હોયતો તે માણસને પોતાના પિતાનું દ્રવ્ય મળશે નહીં પોતાના ભાઇ સંબંધીનો અપવાદ તેના માથે રેહેશે. તે પ્રરણા કર્યા કરશે. તે પોતાના માત તાતના અંતઃકરણમાં સંતાપ આપશે, તેનું ઘર તથા વાહનનો વિનાશ થશે; તેના શરીરે વાયુની પીડા થશે. ૪

## ॥ शनी ५ मो ॥

शनौपंचमेनात्मजाहेतुदुःखीविभुतिश्चलातस्यबुद्धिर्नशुद्धा ॥
सदैवंतेजाड्यशास्त्रेनतद्वद्वकालिर्मित्रतोमंत्रतःक्रोडपीडा ॥ ५ ॥

અર્થ—પાંચમા સ્થાનમાં શની હોયતો, તે પ્રજાના હિતને માટે સાવધ રેહેશે; તેની એશ્વર્યતા ગયલ થશે, તેની બુદ્ધિ પોતાના મિત્ર સાથે શુદ્ધ રેહેશે નહીં. તે મિત્ર સાથે કંકાશ કરશે; જોકે તે દેવઉપર પુરું પ્રીતિ ભક્તીભાવને અનુસરીને રાખે તોપણ તે ધર્મ ઉપર વૃત્તિ રાખશે નહીં; અને તે કરીને એટલે ઉપાસના કર્મમાં ગુંચાઇને તથા લોકોની ભાંજગડમાં રહીને, તેના અંતઃકરણને વ્યાધી થશે. ૫

## ॥ शनी ६ ठो ॥

अरेर्भूपतेश्चौरतोभीतयःकिंयदीनस्यपुत्रोभवेच्चस्यशत्रौ ॥
नगृहेभवेत्सन्मुखस्तस्ययोद्धापहिज्यादिकंपातुलानांविनाशः ॥६॥

અર્થ—છઠા સ્થાનમાં શની હોય તો, મહા બાહુબળ તથા શક્તીવાન હોય; તેની સાથે યુદ્ધ કરવાને પણ કોઇ ઉભો રેહે નહીં તે આયુસ શત્રુથી તથા રાજાથી તથા ચોરથી પણ ડરવાનો નથી. તેને પોતાના પુત્રથી તથા સ્ત્રીથી સુખ થશે તેના સાથે શત્રુ રેહેશે નહીં, શનીના યોગે કરીને તેના મામા પણ નાશ થશે; તેના શરીરે વ્યાધી રેહેશે નહીં. ૬

## ॥ शनी ७ मो ॥

सुदारानांमित्रांचिरंचाहवित्तंशनौद्यूनगेदंपतीरोगयुक्तो ॥
अनुत्साहसातप्तकुर्द्धानचेताकुतोवीर्यवान्विन्हलोलोलुपःस्यात्॥७

અર્થ—સ્ત્રીભુવન એટલે સાતમા સ્થાનમાં શની હોય તો, તેને સ્ત્રી કાન્તીવાન સારા ગુણવાળી મળે; તેને મિત્ર પણ સારા મળશે, તે દ્રવ્ય અખંડ એટલે ખુટે નહીં તેટલું મેળવશે તે પોતે તથા તેની સ્ત્રી બન્ને વ્યાધીગ્રસ્થ રેહેશે, તેનું ચિત્ત ઉદાસમાં નિરંતર રેહેશે; તેથી ફરી ઉત્સાહ પામવાનો નથી તે નિર્વીર્ય છતાં વિહ્વળ વધારે થશે. ૭

## ॥ शनी ८ मो ॥

वियोगोजनानांत्वनौपाधिकानांविनाशोधनानांसकोचस्यनस्यात ॥ शनौरंध्रगेव्याधितःक्षुद्रदर्शीनद्दश्रेजनःकैतवांकिकरोतु ॥ ८ ॥

અર્થ—આઠમા સ્થાનમાં શની પડયો હોય, તે વિરક્ત લોકથી વિયોગી થશે. તેના મિત્ર તથા સગાંવાહાલાં અને કુટુંબ તેના ઉપર કર્પા કરશે નહીં; તે ધનહીન અને વ્યાધીગ્રસ્થ હશે તેથી કરી સંતાપને પામશે, તેના આગળ કોઇનું કપટ કે તંત્રાદિક ચાલશે નહીં. ૮

## ॥ शनी ९ मो ॥

मतिस्तस्यतिक्तानतिक्रूंतुशीलंरतिर्योगशास्त्रेगुणोराजमःस्यात् ॥ सुहृद्वर्गतोदुःखितोदीनवृद्धयाशनिर्धर्मगःकर्मकृत्संन्यसेदा ॥ ९ ॥

અર્થ—નવમા સ્થાનમાં શની હોય તો, તેનો સ્વભાવ શાન્ત હોય; તેની બુદ્ધિ તીવ્ર હોય, તે યોગ શાસ્ત્ર ઉપર પ્રીતિ રાખશે. તે મિત્રથી દુઃખ પામશે, તે રજોગુણી થશે, તે સંન્યાસ વૃત્તિ ધારણ કર્યા પછી જગતમાં સુખ પામતાં સંતાપ અંતઃકરણમાં વ્યાપશે નહીં. ૯

## ॥ शनी १० मो ॥

अजातस्यमातापितावाकुतोवत्सामर्त्तोदृष्टकर्माविपत्स्यात ॥ शनैरेधतेकर्मगःशर्ममंदोजयोविग्रहेर्जीविकानांतुयस्य ॥ १० ॥ शनैर्व्योमगोवेदतेकिंचमातासुखंशैशवेद्दश्यतेकिंतुपित्रा ॥ निधिस्थापितोव्यापितावाक्रुषिक्षणतश्येतद्धुवंद्दश्यतेदैवतोवा॥१०

અર્થ—દશમા સ્થાનમાં શની હોય તો, તે માણસનાં બાલ્યાવસ્થામાં માતુશ્રી મૃત્યુ પામે ને તે બાળક બકરીના દુધથી

ભવ યજ્ઞના કામમાં ખપી જશે, તેનાં નેત્ર મંદ હશે તેના શત્રુ નાશ થશે, અને કીર્ત્તિને પામશે. ૧૨

## ॥ राहु १ लो ॥

स्ववाक्येसमर्थःपरेषांप्रतापात्प्रभावात्समाच्छादयेत्स्वानपरार्थान्॥
तमोयस्यलग्नेसभाग्नारिवायःकलत्रंभृतिर्भूरिदारोपियायात् ॥ १ ॥

અર્થ—લગ્ન સ્થાનમાં રાહુ હોય તો તે માણસ પોતાની વૃત્તિવડે કરીને તથા પોતાની બુદ્ધિવડે કરીને બીજાની વૃત્તિ ફેરવશે; તે પોતાનો અર્થ સાધશે, તેથી સૌના અંતઃકરણમાં તે ભાવશે. તેનો શત્રુ સમુદાય ઘણો હોય તોપણ શત્રુનું જોર ચાલવાનું નથી' તેને ઘણી સ્ત્રીઓ હોય તોપણ પોતાના કુટુંબનું પોષણ કરવાને કંટાળો લાવશે નહીં. ૧

## ॥ राहु २ जो ॥

कुटुंबेतमोनष्टभूतंकुटुंबंमृषाभाषिनांनिर्भयोवित्तपालः ॥
स्ववर्गप्रणासोभयं रात्रतेश्चेदवश्यखंलेभ्योलभेत्पारवश्य ॥ २ ॥

અર્થ—બીજા સ્થાનમાં રાહુ હોયતો તેને કુટુંબ નહીં હોય, તે મિથ્યા વિવાદ કરનારો થશે; તે દઢ વિચારવડે કરીને તથા ભાસ્તી દૂર કરીને દ્રવ્યનું રક્ષણ કરનારો થશે, તેના પક્ષનો નાશ થશે સ્ત્રીઓથી તે ભીતિ પામશે; તે માણસ સત્તાધીશ તથા બળવાન લોકોની પાસે રહી દાસત્વ પણે વર્તશે. ૨

## ॥ राहु ३ जो ॥

ननागोथसिंहोभुजाविक्रमेणप्रयातीहसिंहीसुतेतत्समत्वम् ॥
तृतीयेज्जगत्सोदरत्वंसमेतिप्रयातोपिभाग्यंकुतोयत्रहेतुः ॥ ३ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં રાહુ હોયતો, તે ગજ એટલે હાથી

તથા હર્યંક્ષ એટલે સિંહ જેવો પરાક્રમી થશે તેને સર્વ લોકો પોતાના સહોદર પ્રમાણે વર્તશે અને તેને આનંદમાં રાખશે. ને પોતાના ભાગ્યોદયના પ્રતાપવડે કરી તથા યત્નવડે કરી દ્રવ્ય લાભ પામશે તેના ભાગ્યનું વર્ણન કવી સરખા માણસો કરશે. ૩

## ॥ राहु ४ थो ॥

चतुर्थेकथंमातृनैरुज्यदेहोत्हदिज्वालयाशीतलंकिंवहिःस्यात् ॥
सचेदन्यथामेषगोकर्कगोवाबुधर्क्षेसुरोभूपतेर्बंधुरेव ॥ ४ ॥

અર્થ—ચોથા સ્થાનમાં રાહુ હોયતો માતુશ્રીને વ્યાધી કરે તે માણસને સંતાપ રૂપી અગ્ની અંતઃકરણમાં રહે. જો કદાપિ રાહુ મેષ તથા કર્કના ઘરનો હશે તો લાભ સારો કરશે. અગર એ રાહુ બુધના ઘરનો થઈને પડે તો તે માણસ રાજાના સરખો શોભે. તે માણસને બુધજનો વંદન કરે તેની કીર્ત્તિનો ફેલાવો થાય, અને આનંદ રૂપી લાભ મળે. ૪

## ॥ राहु ५ मो ॥

सुतेतत्सुतोत्पत्तिकृत्तिंसिद्धिकायाःसुतोभामिनीभिः तयाच्चित्ततापः ॥
सतिक्रोडरोगेकिमाहा...तुःप्रपंचेनकिंमापकाद्व्रजर्यम् ॥ ५ ॥

અર્થ—પાંચમા સ્થાનમાં રાહુ હોય તો, તેને સંતતિમાં પુત્ર થશે, તેને દ્રવ્યની પ્રાપ્તિ નહીં થાય, તે પોતાની સ્ત્રીને જોઈને નિરંતર અંતઃકરણમાં ચિંતાતુર રહેશે તેના પેટમાં વાતુલ વ્યાધી થશે તેથી કરીને આહાર પણ થોડો થશે, તે માણસ કોટી પ્રકારના પ્રપંચ કે ધૂર્ત કરશે પણ સંતોષકારક દ્રવ્ય નહીં પામે. ૫

## ॥ राहु ६ ठो ॥

बलंबुद्धिवीर्यंधनंतद्वशेनास्थितौवैरिभावेपियेषांजनानाम् ॥
रिपूणामरण्यंदहेदेवराहुःस्थिरंमानसंमातुलानोपितृव्या ॥ ६ ॥

અર્થ—છઠા સ્થાનને વિષે રાહુ હોય તો, તેની બુદ્ધિ તથા તેને પરાક્રમની પ્રાપ્તિ થશે, લક્ષ્મીની પ્રાપ્તિ થશે, તે માણસ પોતાના શત્રુરૂપી અરણ્યમાં ઉત્પન્ન થયેલાં ઝાડ એટલે શત્રુના પરીવારને નિરમુલ કરશે. તે સ્થીર બુદ્ધિવાળો થશે, વૈર કરનારો થશે, તેના મામા તથા પિતૃ વ્યાહુશે નહીં, તે પોતાના અંતઃકરણમાં સંતોષ પામશે નહીં. ૬

# ॥ राहु ७ मो ॥

विनाशंलभेयुर्युनेतयुवत्यांरुजाधातुपाकादिनाचंद्रमर्दी ॥
कटीहृथालोडयंज्ञातवेदावियोगापवादःसमन्नमयंति ॥ ७ ॥

અર્થ—સાતમા સ્થાનમાં રાહુ જેને પડ્યો હોય તો તેની તરૂણ કામની (સ્ત્રી) ધાતુગત વિકારે કરીને મૃત્યુ પામશે, તે કુમંત રગતે કરીને અગ્નિ ઝાળની માફક સંતાપને પામશે. તે વિયોગી થશે, તેને ભોગ વિલાસ મૌજ શોખની ઇચ્છા હશે નહીં તેથી કરીને જે જે વિચાર તેના મનમાં પ્રકટે અને તેથી જે સંતાપ થાય તેને કાંઇ શમાવી શકશે નહીં. ૭

# ॥ राहु ८ मां ॥

नृपैःपंडितैर्वंदितोनिंदितःस्वैःसकृद्भाग्यलाभोऽसकृद्भंगएव ॥
धनंजातकंतंजनाश्चत्यजंतिश्रमग्रंथिकृद्भ्रगोयप्रशान्तुः ॥ ८ ॥

અર્થ—આઠમા સ્થાનમાં રાહુ હોય તો તે માણસ પંડિતની સભામાં વંદિત થશે તથા નંદિત પણ થશે. તેના ભાગ્યનો ઉજેશ વખતે સંતોસકારક થશે તથા કોઇ વખતે ભંગ પણ થશે કોઇ વખતે પિતૃ લક્ષ્મી પણ પ્રાપ્ત થશે તેણે યત્ન કરેલું હોક થશે. ૮

## ॥ राहु ९ मो ॥

मनीषीकृतंनत्यजेत्वंधुवर्गंसदापालयेत्पूजितःस्याद्गुणैःस्वै ॥
सभायौतकोयस्यचेत्त्रित्रिकोणेतमःकौतुकीदेवतीर्थेदयालुः ॥९॥

અર્થ—નવમા સ્થાનમાં રાહુ હોય તો તે વિચાર શીલ ગુરૂશ થાય તે પોતાના કુટુંબનું પોશણ કરનાર થશે, પોતે ધારેલું કૃત્ય છોડશે નહીં, તે સભામાં શોભશે તે તિર્થયાત્રા કરનારો તથા દયાળુ થશે તેના ગુણવડેકરી પ્રતિષ્ઠા વધશે તેની વિચિત્ર બુદ્ધિ હુશે દુનીયામાં તેને લોકો મણી સમાન ધારશે. ૯

## ॥ राहु १० मो ॥

सदाम्लेच्छसंसर्गतोतीवगर्वंलभेत्वमानिनीकामिनीभोगमुच्चैः ॥
जनैर्व्याकुलोसौसुखंनाधिशेतेमदेर्थव्ययीक्रुरकर्माखमेगौ ॥१०॥

અર્થ—દશામા સ્થાનમાં રાહુ હોય તો મ્લેચ્છ લોકોની સોબતવડે કરીને તેને ભારે ગર્વ થશે તે માનવતી (રૂપગર્વિતા) સ્ત્રીયોની સાથે પ્રીતિ કરશે, લોકો તેને ત્રાસ આપશે તેથી કરી ભય વડે નિદ્રા પણ આવશે નહીં. તેના ઉન્માદગણે કરીને દ્રવ્ય ખરચશે, તે નિરંતર કુકર્મ કરવાને તત્પર રેહેશે ૧૦

## ॥ राहु ११ मो ॥

सदाम्लेच्छतोर्थंलभेत्साभिमानश्चरेत्किंकरेणव्रजेत्किंविदेशं ॥
परार्थाननर्थीहरेद्धूर्तवंधुःसुत्तोपत्तिसौख्यंतमोलाभगश्चेत् ॥११॥

અર્થ—અગીયારમા સ્થાનમાં રાહુ હોય તો તે લક્ષ્મી ચિત મ્લેચ્છ લોકોની મેહેરબાનીથી કરશે તે માણસ પોતાના પાસ પદાતી કેહેતાં નોકરો રાખશે અંતઃકરણમાં અભિમાની થશે ધૂર્ત થશે તે અનર્થ કૃત્ય કરશે તે પરદેશમાં જશે નહીં, તેને પુત્રવડે કરી સુખ સારૂં મળશે તે પારકું દ્રવ્ય હરણ કરશે. ૧૧

## ॥ राहु १२ मो ॥

तमोद्वादशेदीनतांपार्श्वशूलंप्रयत्नेकृतेऽनर्थतामातनोति ॥
खलैर्मित्रतांसाधुलोकेरिपुत्वंविरामेमनोवांछितार्थस्यसिधिं ॥१२॥

અર્થ—બારમા સ્થાનમાં રાહુ પડયો હોય તો તે સ્વભાવે હીન હશે તેને બરડામાં શૂળનો આજાર થશે તે દુર્જન લોકોની સાથે મૈત્રિ કરશે તેણે ઉદ્યોગ કર્યો પણ અફળ થશે વૈરાગને પ્રાપ્ત થએલા સાધુથી શત્રુતા બાંધશે યત્નાંતે એટલે મેહેનતના પરિણામે તેના મનના મનોર્થ સંતોશ પામશે. ૧૨

## ॥ केतु १ लो ॥

तनुस्थःशिखीबांधवैःक्लेशकर्तातथादुर्जनेभ्योभयंव्याकुलत्वं ॥
कलत्रादिचिंतासदोद्वेगताचगंभीरेव्यथानेकधामारुतीस्यात् ॥१॥

અર્થ—પેહેલા સ્થાનમાં કેતુ હોય તો ભાઇથી વિરોધ કરે શત્રુથી ભય કરે, તેનું ચિત્ત નિરંતર વ્યગ્ર રહે અંતરમાં ઉદવિઘ્ન રહે પુત્ર ન માટે દીલમાં કાળજી રહે સંતાપવ્રતિ નિરંતર રહે તેને વાયુની વ્યાધી થશે.

## ॥ केतु २ जो ॥

धनेकेतुरव्यग्रताक्विनरेशाद्धनेधान्यनाशोमुखेरोगकृच्च ॥
कुटुंबाद्विरोधोवचःसत्कृतंवाभवेत्स्वेगृहेसौम्यगेहेतिसौख्यं ॥२॥

અર્થ—બીજા સ્થાનમાં કેતુ હોય તો રાજાની સાથે અવ્યગ્રતા થાય, તેથી કરી દ્રવ્યની હાનિ થાય, તે માણસ પોતાના કુટુંબ જનથી વૈર કરશે તેના મુખમાં વ્યાધી હશે કેતુ પોતાના ઘરનો અથવા સૌમ્ય કેહેતાં બુધના ઘરનો હોય તો સુખ સારૂં આપે જો એમ ન હોય તો એ કેતુ નિરંતર આપદાને પાત્ર કરે. ૨

## ॥ केतु ३ जो ॥

रिपुश्रीविक्रमेसंगुनाशंविवादंधनंभोगमैश्वर्यतेजोधिकंच ॥
सुत्हृद्वर्गनाशंमदाबाहुपीडाभयोद्वेगाचिंताकुलत्वंविधत्ते ॥ ३ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં કેતુ હોય તો શત્રુનું બળ દુર થાય, તે માણસ સંવાદક્ષેત્રમાં જીતશે, તે દ્રવ્યનો લાભ પામશે વિલાસ થશે તેને ઐશ્વર્ય પ્રાપ્તિ થશે, તે માણસ ચિંતા, ત્રાસ, આપદે કરીને વ્યાકુળ રહેશે તેજસ્વી હશે, તેના ભાઇ જીવે નહીં. તેના હાથમાં વ્યાધી કોઇ પ્રકારની થશે. (વાયુની). ૩

## ॥ केतु ४ थो ॥

चतुर्थेनमातुःसुखंनोकदाचित्सुत्हृद्वर्गतःपैतृकंनाशमेति ॥
शिखीबंधुवर्गात्सुखंस्वोच्चगेहेचिरंनोवसेत्स्वेगृहेव्याग्रताचेत् ॥४॥

અર્થ—ચોથા સ્થાનમાં કેતુ હોય તો, તેની માતા વ્યાધી-સ્થ રહે તે પોતાના મિત્રની આગળ બાપની સર્વે લક્ષ્મી મુ-કીને લાંછન જણાવશે, કેતુ ઉચ્ચ ગ્રહનો હોય તો તે પોતાના ભાઇથી સગાથી સંપૂર્ણ પ્રીતિ કરે તે પોતાના ઘરમાં બેશી નહીં રહે બહુ જગોએ ફર્યા કરશે તેનું ચિત્ત વ્યગ્ર રહેશે. ૪

## ॥ केतु ५ मो ॥

यदापंचमेकेतुपुच्छंप्रयातितदासोदरघातवातादिकष्टम् ॥
स्वबुद्धिव्यथासंततःस्वल्पपुत्रःसदासांभवेद्वीर्ययुक्तोनरोपि ॥५॥

અર્થ—પાંચમાં સ્થાનમાં કેતુ હોય તો પોતાના સગાં સ-હોદરના શરીરને વાયુની પીડા પ્રાપ્ત થાય, તે માણસ સ્વતંત્ર બુદ્ધિથી કામ કરશે ને કોઇથી ડરશે નહીં, તેને પુત્ર થોડા થશે પુત્રી વધારે થશે તે પરાક્રમી થશે પણ કોઇની આધીન હોશી હશે.૫

## ॥ केतु ६ ठो ॥

ममः षष्ठवार्गेगतेषष्ठभावेभवेन्मातुलान्मानभंगोरिपूणाम् ॥
विनाशश्चतुष्पात्सुखंतस्यचित्तेशरीरेसदानामयंव्याधिनाशः ॥६॥

અર્થ—છઠ્ઠા સ્થાનમાં કેતુ હોય તો શત્રુનો જથ્થો દુર થાય, તે માણસ મામાની સાહ્યતાથી ધનવંત થાય, (અર્થાત્ મામા તેને ભણાવે) એમ નહીં તો તે પોતાના મામાના પક્ષના કરતાં પોતે વધારે બુદ્ધિવાન હોય-તે અપમાન પામે તેના શરીરમાં વ્યાધી ન રહે આરોગ્યતામાં રહે તેને ચતુષ્પદ પશુનું સુખ જાણો તેની માતા વ્યાધીસ્થ રહે તેની પાસે લક્ષ્મી થોડી રહે. દ્રવ્ય પેદા કરવાને માટે ઉદ્યોગ ઘણો કરે. ૬

## ॥ केतु ७ मो ॥

शिखीसप्तमेभूयसीमार्गचिंतानिवृत्तस्वनाथाथवावारिभीतिः ॥
भवेत्कीटगःसर्वदालाभकारीकलत्रादिपीडाव्ययोव्ययताचेत् ॥७॥

અર્થ—સાતમા સ્થાનમાં કેતુ હોય તો તેને પાણીથી ભય થશે તે માર્ગમાં છતાં ચિંતાતુર રહેશે તેનો માર્ગમાં વિનાશ થશે ત્યાં તેના ભાઇ તથા કુટુંબ હશે નહીં. જો તે કેતુ વૃશ્ચિક તથા કર્કનો હશે તો તે લાભ પામશે, ખરચ વધુ કરી તેનું ચિત્ત વ્યગ્ર રહેશે; તેના પુત્રને તથા તેની સ્ત્રીને પીડા થશે. ૭

## ॥ केतु ८ मो ॥

गुदंपीड्यतेऽशीतिरोगैरवश्यं भयंवाहनादेःस्वद्रव्यस्यरोधः ॥
भवेदष्टमेराहुपुच्छेर्थलाभःसदाकीटकन्याऽजगोयुग्मकेतु ॥ ८ ॥

અર્થ—આઠમા સ્થાનમાં કેતુ હોય તો, ગુદાસ્થાનમાં હરસ થશે; તેને વાહનથી ભય પ્રાપ્ત થશે; દ્રવ્યની પ્રાપ્તિ થાય નહીં. તેને વાયુની વ્યાધી થશે, જો તે કેતુ વૃશ્ચિક, મેષ, કર્ક, વૃષભ, તથા મિથુન, રાશીનો હશે તો તે અનેક પ્રકારથી લક્ષ્મી મેળવવાનો લાભ પામશે. ૮

## ॥ केतु ९ मो ॥

पित्रीधर्मभावेयदाक्लेशनाशःसुतार्थिभवेन्म्लेच्छतोभाग्यवृद्धिः ॥
सहोत्थकष्टंबाधाहुरोगंविषत्तेतपोदानतोहास्यवृद्धितदानीम् ॥९॥

અર્થ—નવમા સ્થાનમાં કેતુ હોય તો ઘરમાં કલેશ થાય નહીં, પુત્રને માટે ઇચ્છા રાખે તેના ભાગ્યનું ઉદય થયે યવન લોકના આશ્રયથી દ્રવ્ય મેળવશે; તે તેવા લોકની સાથે પ્રીતિ રાખશે, તેના સુહૃદને ઉપદ્રવ થશે. તેના હાથે વ્યાધી થશે તે તપ ઇત્યાદિક દાન કરશે તોપણ તેની દુનીયામાં હાંસી થશે. ૯

## ॥ केतु १० मो ॥

पितुर्नोसुखंकर्मगोयस्यकेतुस्तदादुर्भगंकष्टभाजंकरोति ॥
तदावाहनेपीडितंजातुजन्मावृषाजालिकन्यासुचेच्छत्रुनाशम् ॥१०॥

અર્થ—દશમાં સ્થાનમાં કેતુ હોયતો, તેને પોતાના બાપનું સુખ નહીં મળે; તેમજ બાપ પોતાના પુત્રથી સુખ પામનાર નથી, તે કષ્ટ પામશે, તેના વાહનમાં અશ્વ કેહેતાં બકરાં પશુ ઇત્યાદિક વ્યાધીસ્થ રેહે. જો તે કેતુ કન્યા વૃશ્ચિક, મેશ, કે વૃશભનો હોય તો શત્રુની હાની કરશે. ૧૦

## ॥ केतु ११ मो ॥

सुभाग्यःसुविद्यार्थिकोदर्शनीयःसुगात्रःसुवस्त्रःसतेजोपितस्य ॥
दरेपीड्यतेसंततिर्दुर्भगाचशिखीलाभगःसर्वलाभंकरोति ॥११॥

અર્થ—અગીયારમાં સ્થાનમાં કેતુ હોયતો, તે માણસ કાન્તીવાન હોય; તેજસ્વી સારો થશે તે વિદ્વાન થશે, સારા વસ્ત્રે કરીને શોભાને પામશે, ભયવડે કરીને તે પંડીત થશે, પણ લક્ષ્મીનો લાભ થશે, તેની સંતતિ કરજનો બોજ સહન કરીને આપત્તિને પામશે. ૧૧

